# ફૂલો અને ફૂલવાડીઓ.

## ( એક સ્વપ્નસૃષ્ટિ )




મૂળ કર્તા

**સી. જીનરાજદાસ.**





અનુવાદક

**પ. હ. મેહતા.**

૩૮૫ ગીરગામ રોડ મુંબઈ. ૨.





પ્રકાશક

**કુંવરજી હોરમસજી પ્લબર.**

૪૪ ધોબીતળાવ, મુંબઈ.

**કીંમત ૦-૪-૦.**



આ સ્વપ્નના પ્રેરક

મહાત્મા કૂટ હૂમિના

ચરણ કમલમાં.



# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

ખરાં સ્વપ્નાં ઘણે ભાગે બહુ સૂચક હોય છે અને તેમનો પૂરેપૂરો અર્થ સમજવા ઉંડો વિચાર કરવાની જરૂર રહે છે. આ પુસ્તકમાં પણ એવાંજ એક સ્વપ્નનુ વર્ણન કરવામાં આવેલું છે. કોઇક માનવજાતિ વિષેનું એ સ્વપ્ન છે. એમાં જે જે કહેવાયું છે તેનો શાંત ચિત્તથી વિચાર થતાં હાલની જન-સમાજને સુધારી ભાવિ માનવજાતિનુ સ્વરૂપ તેને કેવી રીતે પ્રાપ્ત કરાવવું એ વાત સમજાઇ તેનાં સાધનો એમાંથી જડશે.

છેલ્લી કવિતા બંધુ **વી. હ.** મેહતાની કૃતિ છે.

આ પુસ્તકનુ ભાષાન્તર બંધુ કુંવરજી હોર્મસજીની સૂચનાથી થયું છે અને તેમનાજ ઔદાર્યથી તે પ્રસિદ્ધિ પણ પામ્યું છે એટલે એનો શ્રેય તેમને છે.

મુંબાઇ<br>૧૧-૬-૧૪ } **ભાષાન્તર કર્તા.**

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૨ | પ્રયેક | પ્રત્યેક |
| ૧૧ | ૭ | પેગબર | પેગબર |
| ૨૩ | ૧૦ | રસકતા | રસિકતા |
| ૩૮ | ૪ | એકે | એક |
| ૪૭ | ૪ | એને | અને |
| ૫૪ | ૭ | અદ્ભૂત | અર્ભૂત |
| ૫૫ | ૯ | તેના | તેમના |
| ૫૬ | ૧૧ | તે | તેઓ |
| ૫૭ | ૮ | પડે | પાડે |
| ૫૮ | ૭ | ઊદેશ | ઊદ્દેષ |
| ૬૨ | ૧૨ | સ્મજી | સમજી |
| ૬૫ | ૮ | લાવે | લવે |
| ૬૯ | ૮ | દરેક્ | દરેક |
| ૮૦ | ૯ | પ્રપૂણ | પ્રપૂર્ણ |

| | | | |
|---|---|---|---|
| ,, | ૯ | સ્વાહુતિ | આહુતિ |
| ,, | ૧૩ | વરસદ | વરસાદ |
| ૮૪ | ૨ | જીવન | જીવન સત્યજીવન |
| ૮૮ | ૮ | વિચારો | વિચારો અને-લાગણીઓ |
| ૮૮ | ૧૨ | ચિતરવુ | ચિતરતું |
| ૯૬ | ૬ | બનાવે | બતાવે |
| ૯૯ | ૪ | પાડી | પડે |

અનિવાર્ય પ્રસંગને લીધે આ અશુદ્ધિ રહી છે તે અહીં સુધારી છે. આ સિવાય કાંઇ અશુદ્ધિ રહી હશે તો તે સુજ્ઞ વાંચકો સુધારી લેશે એવી વિનતિ છે.

**વી. હ. મે.**



# ફૂલો.

હમણાજ મને એક એવુ સ્વપ્ન આવ્યુ હતું કે જેનો આબેહૂબ ચિતાર મારા મન ઉપર પડી રહ્યો છે, અને અગરજો હાલ હુ તેમાથી સારી રીતે જાગ્યો છુ તો પણ હજુ જાણે હુ એજ સ્વપ્નમાં રમી રહ્યો છુ. એ સ્વપ્ન એક વિચિત્ર દેશ અને લોકનાં સબધી હતું. ત્યાના એક રહીશ તરીકે, જાણે હુ એ એઉનો અંશ હોઉ એમ મને લાગ્યુ, અને અહીં એનુ વર્ણન કરતાં પણ મને લાગે છે કે તે માટે હુ મારી કલ્પના ઉપર આધાર રાખવા કરતાં, જાણે જે સ્થિતિમા હુ જાતે રહ્યો છુ તેનુજ વર્ણન હું કરતો હોઉં

પ્રથમ તો કેટલાક વિચારો હવામાં

આમ તેમ ભમી રહ્યા લાગે છે, અને તે એવા લાગે છે કે જાણે હે અડકી શકાય એવા હોય. વિજળી ઉત્પન્ન કરવાના કારખા નામા હું ઘણીવાર ગયો છુ, જ્યાં ગતિનાજ વિચાર અને લાગણી સિવાય બીજા કશાના વિચાર આવતા નહીં, અને તેમ છતાં મારી દષ્ટિએ, એક પણ વસ્તુ ગતિમાન દેખાતી નહીં. તેજ પ્રમાણે મારા આ સ્વપ્નપ્રદે-શમા પણ કેટલાક વિચારો, આપણી આસ-પાસની હવાના દબાણની પેઠે અદ્રષ્ય અને અસ્પર્શ્ય, વ્યાપી રહેલા લાગે છે છતાં ત્યાં જે કાઇ છે તે સર્વનુ જીવન એ વિચારોજ હોય એમ લાગે છે. એ બધા વિચારોમાં બે મુખ્ય છે, બાલકો અને વૃદ્ધો.

જ્યાં જાઓ ત્યાં જે એક વિચાર પ્રત્યેક સ્ત્રી અને પુરૂષના મનમાં ઘર કરી બેઠેલો જણાય છે તે એ છે કે આ સસ્થાન બાલકોને મારે છે. ધંધા રોજગાર કે એશ આરામના વિચારો તેમના મનમાં આગળ પડતા નથી. પણ જે એકજ વિચાર તેમનું ચિત્ત ચોરી રહ્યો છે, તે એજ છે કે આપણે આપણાં બાલકોને હાલ તેઓ છે તે કરતા વધારે સુખી કેમ કરી શકીએ. બીજા બધા વિચારો આ એક વિચાર આગળ પાછા પડે છે. સ્હવારે વર્તમાન પત્ર આપણા હાથમાં આવતાં તેમાંથી, ધંધા રોજગાર, એશ આરામ, રાજકીય પ્રકરણ, સાહિત્ય, હુન્નર વિગેરે જે વિષયનો આપણને શોખ હોય

તે વિષય સંબંધી કાંઈ નવી ખબર આવી છે કે કેમ, તે જોવા આપણે મંડી પડીએ છીએ. તેજ પ્રમાણે, આ સસ્થાનનાં પ્રત્યેક સ્ત્રી અને પુરૂષ, દરરોજ સહવારે, પહેલુ કામ એ કરે છે કે, બાલકોના હિતને માટે દુનિઆમા જે કાઇ નવા વિચારો આવ્યા હોયતે ખતવી શોધી કાઢવા.

આ લોક, પોતે એ સસ્થાન છે, એમ માનતા નથી; પણ તેઓ એમ માને છે કે, એ સસ્થાન આ બાલકોનુ બનેલુ છે, અને એજ વિચાર તેમના મનમા પ્રધાનપણે રહેલો છે. તેમના દરરોજના કામકાજમા પણ આ એક મુખ્ય વિચાર પોતાનો રગ લગાડી રહ્યો છે, અને એ મંસ્થાનનાં અ-

ગની બધી પ્રજાકીય વ્યવસ્થા પણ એકજ નેમ પાર પાડવાના હેતુથી કરવામાં આવે છે, અને તે નેમ તે બાલકોનુ હિત છે. માત્ર ક્વચિત ક્વચિતજ નહીં, પણ તેમનાં જીવનની દરેક પળે બાળકો સુખી અને આનન્દી રહે વાં જોઇએ, એ વિચાર આ લોકમા ધર્મ અને પેગબરને સ્થાને છે. જેથી બાલકોનુ હિત થાય તેને તેઓ સદ્‌ગુણ કહે છે. જેમ આપણે આપણા દેશ અને દેશજનોને "પિતૃભૂમિ" કહીએ છીએ, તેમ એ લોક એ સંસ્થાનને 'બાલકોની ભૂમિ' કહે છે. જેમ આપણામાં દેશ ભક્તિ—"પિતૃસેવા"—માં એક દેશજન તરીકેની સઘળી ફરજો અને સદ્‌ગુણોનો સમાસ થાય છે તેમ, તેમનામા **બાલસેવા**માં એ સર્વનો સમાસ થાયછે.

જ્યારે આવી રીતે વયોવૃદ્ધ વર્ગ હમેશાં બાલકોનાંજ વિચારોમાં મંડયો રહે છે, ત્યારે એ પણ ઓછું વિસ્મય પમાડનારૂ નથી કે, બાલકો પણ નિરતર વડિલોનાજ વિચાર કર્યા કરે છે. બાલકોને એવુ શીખવવામા આવે છે કે, અમુક હદ ઉપરાંતની વયનાં પ્રત્યેક સ્ત્રી અને પુરૂષ જેમની સ્થૂલ શક્તિઓનો ક્ષય થવા માડયો છે તેમનામા કાઇંક એવુ છે કે જે બહુ ગૂઢ છે અને પૂજ્યભાવ ઉત્પન્ન કરે. આજ આપણને જેમ આપણા દેશી વીરપુરૂષોને માટે પૂજ્યભાવ અને અભિમાનની લાગણીઓ થાય છે તેવીજ લાગણીઓ આ બાલકોને તેમના વડિલો પ્રત્યે થાય એવા

વિચાર કરતાં તેમને શીખવ્યુ હોય છે. લગભગ એમજ જણાય છે કે, આ બાલકો પોતાના વડિલોના પ્રત્યેક શબ્દને તે જ્ઞાન રૂપી અમુલ્ય મોતિ હોય એમ ગણે છે. વળી એતો ખરૂજ છે કે, વડિલોની સેવાનો અમુ લ્ય હક મળવો એ આ બાલકો પોતાને એક મ્હોટામા મ્હોટું માન મળ્યા બરાબર સમજે છે. બાલકો પોતાનાજ જમાનાના અથવા તેમના પહેલા જમાનાનાં માણસો જેવાં કે માતા, પિતા, કાકા કે કાકી જેવાં માણસોના ઉપર ઘાડો પ્રેમ રાખે એ તો સ્વાભાવિકજ છે. છતાં પોતાનાં કરતાં એ અથવા વધારે એવા આગલા જમાનાના વૃદ્ધોની સેવા બજાવવાની આતપ્રેરણા તેમનાંમાં તેથી પણ વધારે આગળ પડે છે.

આ સંસ્થાનમા સ્થૂલ સકટો તો ઘણાંજ થોડાં અથવા નહીં જેવાંજ છે અમુક ઉમ્મરે પહોચતાં, દરેક સ્ત્રી અને પુરૂષ પોતાના ચાલુ કામકાજથી વિરક્ત થઇ જાય છે, કારણ કે તેમના જુવાનીના સમયમાં ઉદ્યોગી દેશજન રૂપે તેઓએ જે સેવાઓ બજાવી હોય છે તેના બદલા તરીકે તેમની ઉતરતી વયમા તેઓ આરામ ભરેલી જીંદગી ગાળી શકે એવી યોજના એ સસ્થાનમાં કરી રાખેલી છે. પણ જે વાત આપણું ધ્યાન ખેચે છે તે આ વૃદ્ધ સ્ત્રી પુરૂષોનાં સ્થૂલ જીવનનો આરામ નથી, પણ તેમના તરફ બાલકો જે પૂજ્યભાવ બતાવે છે તે છે. બાલકો જ્યારે મોટી ઉમ્મરે પહોંચે

છે ત્યારે તેમનામાના ઘણા, તેમના આગલા જમાનાના માણસો કરતા ઘણે દરજ્જે હોશિયાર થએલા હોય છે, અને આવાં બાલકોને આ વાતનુ ભાન ન હોય એમ બની શકે નહી. તેમને પોતાનાં વધારે જ્ઞાનનુ ભાન હોવા છતા પણ તેમનામાં પોતાની બુદ્ધિનુ અભિમાન, જેને પરિણામે પોતાના કરતાં ઓછુ જાણનાર વૃદ્ધોના ઉપર તિરસ્કાર આવે તેવુ કાંઇ જોવામાં આવતું નથી. બાલકો તરીકે જે શિક્ષણ તેમને મળ્યુ હોય છે તે જ્યારે તેઓ મ્હોટાં થાય છે ત્યારે વૃધ્ધોને માટે સન્માન અને તેમના હિતમા પરાયણતા એ રૂપે ચાલુ રહે છે. આ સ-સ્થાનનો દરેક દેશજન સમજે છે કે, બાલકો

તરફ તેની જે પ્રથમ ફરજ છે તે પછી બીજી ફરજ તે વૃદ્ધ અને અશક્તાની સેવા છે.

આ લોકનો એક ખાસ ધર્મ પણ છે. પણ તે સંબંધીની વિચાર મૂર્તિઓ એવી વિચિત્ર છે કે તે બરાબર સમજાવવી એ સહેલી વાત નથી. જે કાંઇ ભવ્ય અને સારૂ હોય તે સબંધીના બધા વિચારોમાં ફૂલોના વિચારો પણ ગૂંથાઇ રહેલા છે, તેઓ માને છે કે પ્રત્યેક વ્યક્તિનાં અંતરમાં એક ફૂલ રહેલું છે અને તે ધીમે ધીમે ખીલે છે. જેને આપણે મનુષ્યનો જીવાત્મા કહીએ છીએ તેને તેઓ 'મનુષ્યમાનું ફૂલ' કહે છે. જ્યારે કોઇ માણસ કાંઇક ઉપયોગી કામ કરે છે ત્યારે તેઓ

કહે છે કે 'તેનુ ફૂલ ખીલે છે.' જ્યારે તે મરી જાય છે ત્યારે તેઓ કહે છે કે, 'તેને તેના ફૂલના દર્શન થયા.' એક પરમ ચૈતન્ય છે એમ તેઓ માને છે પણ તેને તેઓ 'ફૂલોનું ફૂલ' કહે છે.

સૃષ્ટિમાંના ફૂલોનો જે અર્થ આપણી દુનિઆમા આપણે કરતા નથી તેવો અર્થ તેઓ કરે છે. દરેક ફૂલમાં કોઇને કોઇ સદ્‌ગુણની છાયા પડેલી તેઓ જૂએ છે તેઓ માને છે કે, '**મનુષ્યમાંનુ ફૂલ**' ત્રણ પ્રકારે ખીલે છે, **શક્તિથી જ્ઞાનથી**, અને **પ્રેમથી**. આ ત્રણમાંના દરેકમાં હજારો સદ્‌ગુણોનો સમાસ થાય છે, અને એ દરેક સદ્‌ગુણની છાયા એક એક ફૂલમા પડેલી

છે. જ્યારે જ્યારે કોઇ સ્ત્રી, પુરૂષ કે બાલક કોઇ ફૂલને જુએ છે ત્યારે ત્યારે તે દરેકને તેમાંથી કાંઇ અર્થ સમજાય છે; એકમાં સન્યાસ, બીજામાં નમ્રતા અને ત્રીજામાં આનન્દમય ત્યાગ. તેઓને એમ લાગે છે કે, સૃષ્ટિમાંના ફૂલો, પોતાનામાંનાં ફૂલોને ખીલવે છે, અને તેથી તેઓ પોતાની આ-સપાસ બધે ફૂલો રાખે છે.

તેમનાં ફૂલોનાં નામો તેમને જીવનની જૂદીજૂદી શ્રેણીઓ સૂચવે છે. ઇંગ્રેજીમાં જેમ 'લવ-ઇન-આ-મિસ્ટ', 'લવ-લાઇઝ-બ્લીડિંગ', 'હાર્ટ્ઝ ઇઝ', એવા એવાં નામો છે તેમ, આ લોકોમાં પણ ફૂલોનાં એવાં નામો છે. 'કિસ-એન્ડ-બી ફ્રેન્ડ્ઝ' ચુંબન

ફરી મિત્ર થાઓ) એ એક ફૂલનુ નામ છે, અને 'વ્હીસ્પર્સ સ્વીટ' (મીઠી ઝીણી વાતો) એ બીજુ નામ છે. 'બેબિઝ સ્માઇલ' (બાલસ્મિત) એ ત્રીજાનુ, અને જેમ ઇંગ્રેજીમાં 'ફૉર્ગેટ–મી–નૉટ' છે તેમ તેમનામાં એક ફૂલ છે તેને તેઓ 'સીકિંગ-ધી-લાઇટ'' (પ્રકાશ શોધન) કહે છે, અને તે પ્રેમીઓનું બહુ માનીતું છે એક જંગલી ગુલાબ છે તે પ્રેમનુ પુષ્પ ગણાય છે પણ તેને તેઓ 'એવરીબડી–યૂ' (સર્વ તૂ) એ નામે ઓળખે છે. પ્રેમીઓ આ ફૂલ એક બીજાને આપી પરણુવા બંધાય છે આ 'સર્વ તૂ' નામના ફૂલની એક સુધરેલી જાતનુ ફૂલ બહુ પૂજ્ય ગણાય છે, અને

તેને તેઓ "હૃદયનું ફૂલ" (હાર્ટ્સ ફ્લાવર) કહે છે, અને એ ફૂલ તેઓ ફૂલોના ફુલને ચઢાવે છે.

કાઇક નહીં સમજી શકાય એવી રીતે બાલકો અને ફુલોને એક બીજા સાથે તન્મયતા હોય એમ આ લોક માને છે વરે પહોચેલા સ્ત્રી પુરૂષો જમીન ખેડે છે અને બી વાવે છે, છોડ અને વેલાઓને ફેરવી ઉછેરે છે, અને બાગના કામમાં જે કાઇ મજુરી કરવાની હોય તે કરે છે પણ તેઓ બાલકોને ખરા માળી તરીકે ગણે છે, અને ફુલો સબંધી તેઓ જેમ કહે તેમ કરે છે જૂદા જૂદા રંગનાં ફૂલનાં ઝાડોને કેવી રીતે ગોઠવી રોપવાં, તેમને કેવા આકારમા ગો

દવવા, કયા ફૂલને કયા ફૂલની પછી ગેપવા, આ બધી વાત બાલકોના કહ્યા મુજબજ કરવામા આવે છે. વયોવૃદ્ધ સ્ત્રી પુરુષો એમ માને છે કે ફૂલો તેમના કરતા બાળકોની સાથે એવી સારી રીતે બોલે છે કે, તેઓ તેમનુ બોલવુ વધારે સ્પષ્ટ રીતે સમજી શકે, અને તેથી તેઓ ફૂલોની બાબતમા હમેશા બાલકોને પૂછીનેજ કામ કરે છે.

આ લોકોની કલ્પનામા પણ બાલકો અને ફૂલોજ ઘણે ભાગે રહે છે જેમ ફૂલો સદગુણો સૂચવે છે તેમજ, તેઓ માને છે કે, દરેક બાલક કોઈ અમુક એક સદગુણ સૂચવે છે કિન્ડર ગાર્ટનની ઋતુ પછીના

વસંત ઋતુમા જ્યારે વાડીઓમા સુંદર ફૂલોનાં પ્રથમ દર્શન થાય છે ત્યારે તે જોઇ જેમ આપણને આનન્દ થાય છે તેમ આ લોકને બાલકોને જોઇને આનન્દ થાય છે.

સત્યપ્રેમનો પ્રવાહ જ્યારે અસ્ખલિત વહ્યો જાય છે અને પ્રેમી હૃદયો પરણે છે ત્યારે તેઓ અંતકરણથી એવી પ્રાર્થના કરે છે કે તેમને ઘણી પ્રજા થાય કે જેથી એ બાલકો રૂપી સદગુણોથી તેઓ વીં લાઇ રહે. મા બાપો માને છે કે જ્યારે તેમને બાલક અવતરે છે ત્યારે તેમને બે હકો મળે છે. એકતો જે સદગુણ તે બાલક સૂચવતું હોય તેનુ મનન કરવાનો, અને બીજો પોતાને ત્યા તે બાલકના

આવવાથી તેનાથી સૂચવાતા સદ્દગુણને પોતાનામાં ખીલવવાનો. તેમના માનવા પ્રમાણે એક બાલક નિર્દોષિતાની પ્રતિમા હોય છે, ત્યારે બીજું નિષ્કપટતાની મૂર્તિ હોય છે, ત્રીજું વળી જીવનની પ્રસન્નતાનુ પૂતળું હોય છે, અને ચોથું નેતૃત્વની અમુલ્ય પ્રસાદીરૂપ હોય છે. રસિકતાને પણ આ લોક એક સદ્દગુણ માને છે, પણ જ્યાં હસવાની સાથે દયા પણ હોતી નથી તે ભાવને તેઓ રાસકતામાં ગણતા નથી ક્વૈચિત ક્વૈચિત કોઇ એવું બાલક જણાય છે કે જેની વિચિત્ર અને પ્રભાવશાળી બોલીથી તેમને જીવનનાં કોઇક સ્વરૂપનાં અપૂર્વ દર્શન અને લાગણી બહુજ રસ

જાગ્રી રીતે થાય છે. અને તેમ થાય છે ત્યારે જેવી રીતે આપણે કોઇ ઉગતા પ્રતિભાશાળી પુરૂષ અને તેની રહેણી કહેણી ઘણી સભાળથી સમજવા પ્રયત્ન કરીએ છીએ તેમ તેઓ આ બાલકની ક્રિયાઓ બહુ લક્ષ પૂર્વક નિહાળે છે.

સારામાં સારા બાલકોને પણ હોય છે તેમ આ બાલકોના પણ મનોભાવો બદલાય છે, અને એવે વખતે તેમનાં માત પિતાઓ સમજે છે કે જે સદ્‌ગુણો તેમને ખીલવવાના છે તે પ્રમાણે વર્તન કરવાનો તેજ સમય છે. જ્યારે કોઇ બાલક અડીએલ થાય છે ત્યારે આપણે ધીરજ વધારે બતાવવી જોઇએ, એમ તેઓ તે વખતે

વિચારે છે. અને જો કદી તેઓ ધીરજ રાખી ન શકે તોપણ જે ખીજવાટ તેમને લાગે છે તે માટે તેઓ તે બાલકને ઠપકો આપતા નથી. જો કોઇ બાલક અણુકણા-ગરૂ થાય તો તેઓ પોતાનેજ પૂછે છે કે, આપણે પોતેજ કહ્યાગરા થવાનો અમુલ્ય લાભ કેટલો સમજીએ છીએ ? જ્યારે આ-પણી વાસનાઓનો ત્યાગ કરવાનુ આપણે શીખ્યા નથી, ત્યારે બીજાઓની ઇચ્છા શક્તિના ઉપર તેમની વાસનાઓ દ્વારા આપણે કેવી રીતે ક્રિયા કરી શકીએ ? અને બાલસ્વભાવના દરેક જાતના સારા અને નઠારા ભાવો જોઇને તેઓ ઉપર પ્રમાણેજ વિચાર કરે છે તેમા જે સારા

હોય તેમાં સદ્દગુણોની છાયા પડેલી જુએ છે, અને નઠારા હોય ત્યારે પોતે તે સદ્દગુણ પ્રદર્શિત કરવાનો સમય આવ્યો છે એમ સમજે છે.



# ૨
# ફૂલવાડીઓ.

આ લોક પોતાના સંસ્થાનને 'આપણી ફુલવાડી' એવુ નામ આપે છે. સારૂં શુ, ભલુ શુ અને ભૂડું શુ, તે તેઓ બરાબર સમજે છે, અને આ નીતિના વિષયમાં પણ ફૂલોની ઉપમા આપે છે. હવે અગર જો બધા ફૂલોમાં સદ્‌ગુણોની પ્રતિમા પડેલી તેઓ જુએ છે છતાં, તેઓ એમ પણ માને છે કે, કેટલાક સદ્‌ગુણો માત્ર ભૂત કાળમાંજ ઉપયોગી હતા, અને તે હાલના જમાનામાં ઉપયોગી નથી, એટલૂજ નહીં પણ તેઓ આજે તો એક જાતની નડતર છે. અગર જો ઉપયોગી છોડો

અને નિરૂપયોગી ઝાડવાઓ એ બેઉ ઉપર ફલો આવે છે ખરા તોપણ એ એમા ફેર છે અને જ્યારે કોઈ ફૂલવાડીમા કોઈ નિરૂપયોગી ઝાડવુ ઉગે છે ત્યારે તેઓ તેને એ કામ માટે જૂદી કાઢી રાખેલી એક જગાએ લઇ જઇ રોપે છે કે જેથી તે મરી જાય નહીં. માત્ર એટલી સભાળ તેઓ રાખે છે કે તે જીવતું રહે તે છતા તેને ફૂલ આવી નવા બીજ ઉત્પન્ન થાય નહીં

તેઓ સમજે છે કે, ઉન્નતિક્રમમા આ નિરૂપયોગી ઝાડવાઓનુ પણ એક સ્થાન છે, અને તેઓ પણ જૂદા જૂદા જીવોની બનેલી એક મ્હોટી સાકળમાની એક કડી છે. અને તેથી જો તેઓ ઉપજ્યાં ન હોત

તો ઉચ્ચ પ્રકારના ફલો પણ ઉપજી શકત નહીં. આ નિરૂપયોગી ઝાડવાઓની હયાતી પણ બીજી બધી વસ્તુઓની પેઠે કેવળ સ્વાભાવિક છે એમ તેઓ માને છે, અને તેથી યોગ્ય સ્થાને ઉગવા અને રહેવાનો તેમને પણ હક છે એમ પણ તેઓ માને છે, પણ માત્ર એટલુંજ કે જે જમાનો તેમનો નથી તેમાં તેમને વૃદ્ધિ પામવાનો હક નથી.

નીતિના વિષયમાં પણ તેઓ આવોજ વિચાર કરે છે, અને તેથી જ્યારે કોઇ કાંઇ નઠારૂં કરે છે, ત્યારે તેઓ કહે છે કે, તેની ફૂલવાડીમાં એ એક નિરૂપયોગી ઝાડવું છે, તેણે તેને ત્યાંથી ઉખેડી કોઈ એવી બીજી જગાએ રોપવું જોઇએ કે જેથી

આપણી ફૂલવાડી બગડે નહીં. નઠારા પગ તિરસ્કાર આવતો નથી, કારણકે તેઓ માને છે કે નઠારૂં પણ સ્વાભાવિકજ છે, પણ તે જૂના જમાનાનો અવશેષ છે, અને તેથી હાલના જમાનાની સ્થિતિનો લાભ લઇ તે ખરા-ઉપયોગી ફૂલોને ઉપયોગનું જીવન ચૂસી લે નહીં એવી યોજના કરવી જોઇએ.

'મનુષ્યમાંનું આ નિરૂપયોગી ઝાડવું' એક આકસ્મિક અવશેષ છે, અને તે આ-જના મનુષ્યનું અંગ નથી, એમ માનવામાં તેમનું માન જળવાય છે એમ તેઓ માને છે. જે કાંઇ નઠારૂં તેણે કર્યું હોય છે તે તે માણસે કર્યું નથી એમ માનવું એજ તેમનો ધર્મ છે, એમ તેઓ સમજે છે.

આ પરથી એમ સમજવાનું નથી કે વસ્તુ સ્થિતિ તેઓ સમજી શકતા નથી, અને જે નઠારૂં કરવામાં આવ્યું હોય છે તેના પરિણામનું તેમને ભાન નથી. પણ તેમનો એક વિચિત્ર સિદ્ધાન્ત એવો છે કે ભૂતકાળમાં કરેલાં કર્મો એવાં નથી કે તે પાછાં હાથમાં લઇ સુધારી શકાય નહીં તેઓ માને છે કે દરેક મનુષ્યની ભૂતકાળની ભૂલો સુધારી શકાય એમ છે. ભવિષ્યકાળમાં સેવા કરવાથી ભૂતકાળમાં કરેલી ભૂલોનુ પ્રાયશ્ચિત્ત થઇ શકે છે, એમ તેઓ માનતા નથી, પણ ભૂતકાળની ભૂલોને બદલી નાંખવાની કોની યોજના તેઓ કરે છે કે જેથી તે ભૂલ જાણે થઇજ ન હોય એમ થાય

આ વિચાર એવો નવતરો અને હા-લના આપણા વિચારોને ઉંધા વાળે એવો છે કે તે સ્પષ્ટ કરી સમજાવવો એ સહેલુ કામ નથી ભૂતકાળની ભૂલોને બદલી નાખવા માટે આ લોકો શુ કરે છે તેનો એક દૃષ્ટાન્ત લઇએ. ધારો કે એક માણસે કાંઇ ગુન્હો કર્યો છે. ન્યાયાધીશ આવા માણસને આ સસ્થાનની કોઇ એક એવા પ્રકારની ખાસ સેવા કરવાનો હુકમ કરે છે કે જેથી ગુન્હો કરી આ સંસ્થાનનુ જે અહિત તેણે કર્યું હોય તેનો બદલો વળી રહે. તેમના કાયદામાં શિક્ષા તો છેજ નહીં, ત્યાં મુખ્ય વિચારજ એ છે કે જ્યાં સમતોલપણાનો ભગ થયો હોય ત્યાં તે સુધારી લઇ પાછુ

સમતોલ પણું સ્થાપવુ. પણ જ્યારે ભગ
થએલા સમતોલપણાને પાછું સ્થાપન કરવાનુ
કામ ચાલતું હોય, જ્યારે ગુન્હેગાર આ
કામમાં રોકાએલા હોય છે ત્યારે બધા ન્યા-
યાધીશ, લોકો, અને તે ગુન્હેગાર પોતે-
અહિત થાય એવો આ ખાસ બનાવ ભૂત-
કાલમાં બન્યોજ નથી, એવોજ વિચાર કરે
છે. વળી બીજી પાસાએ દરેક જણ એ બ-
નાવના સંબંધી પોતે જેટલુ જાણતો હોય
તેના પ્રમાણમાં, ભૂતકાળનો વિચાર કરે છે,
એક પછી એક બનેલા બનાવોને ક્રમવાર
લઇને વિચાર કરે છે, અને તેમ કરતાં જ્યાં
કાઇ અહિતનાં અંશો જણાય ત્યાં તે પ્રત્યેક
અહિતદર્શક બનાવ દેખાતોજ નથી, અને

તેથી તેના પરિણામે ગુન્હો બન્યો નથીજ એમ વિચાર કરે છે. કેટલીકવાર તો ગુન્હેગાર પોતેજ જાણે છે કે, એ નિરૂપયોગી ઝાડવુ તેનામાં શા માટે ફાલ્યુ, તેને પોષે એવા શા અંશો તેનામાં હતા, અને વળી કેટલીક વારતો આ વાત તે ગુન્હેગાર કરતાં વળી કોઇ બીજાનેજ વધારે સમજાય છે. પણ જેને આ વાત જણાય છે તે, પોતાના જ્ઞાનના પ્રમાણમાં કાળરૂપી સાળ ઉપર વણાએલા આ ચિત્રના દોરાઓ ખેંચી કાડે છે અને તેને બદલે નવા દોરાઓ તેમાં વણે છે. આનેજ તેઓ ખરૂં પ્રાયશ્ચિત્ત કહે છે, કારણકે ;નહારાનો નાશ આવીજ રીતે કરી શકાય છે.

આ પ્રમાણે, દરેક જણ માત્ર વર્ત-
માનમાંજ પોતાનું જીવન ગાળે છે એમ નથી,
પણ તે દરેક જણ ભૂતકાળમાં પણ રહેછે,
અને એ સાળ ઉપરનું વણાએલુ કપડુ
જે આપણે હંમેશને માટે વીંટલાઇ ગએલુ
માનીએ છીએ તેના વાણાતાણા પણ તે
તપાસતો રહે છે. હવે તેનું ચારિત્ર્ય જે
સુદૃઢ થએલું છે, અને જ્ઞાન દૃષ્ટિ જે વધારે
નિર્મલ થએલી છે તે સાથે તે ફરીને તેના
ભૂતકાળમાં રહે છે. આપણી સર્વ આશા-
ઓના ભંડારરૂપ ભવિષ્યકાળના ઉપર જેમ
આપણી દૃષ્ટિ સ્થપાએલી રહે છે તેમ આ
લોક ભૂતકાળનું પુનરવલોકન કરે છે, અને
તેઓ પોતાનાં સુખ અને શાતાના દોરા

ફરીને પાછો ભૂતકાળમાંજ ગૂથે છે એમ તેઓ માને છે.

આ લોક ભવિષ્યનો વિચાર કરતા નથી એટલે તેનું સ્વરૂપ ઘડવાની તેઓ યોજના પણ કરતા નથી. તેઓ માને છે કે, મનુષ્યમાંનું ફૂલ તેની પોતાની રીતેજ ખીલશે, અને જો તેનુ ભૂતકાલનું જીવન સુંદર હશે તો આગળ જે વૃદ્ધિ થવાની છે તે સુદરજ થશે. તેઓ કહે છે કે ફૂલને ખીલવાને માટે માળીને તેની પાંખડીઓને ઉઘાડવી પડતી નથી, પણ ખીલવાને માટે જે સામગ્રીની તેને જરૂર છે તે જો તેને યોગ્ય સમયે મળી હશે તો પછી તે પોતાની મેળેજ ખીલશે. અહીં અને હવે પછીના

ભવિષ્યને માટે તેઓ એમજ માને છે કે, 'મારા ફૂલ'ને જે રીતે ફગવાનું ફૂલોનાં ફૂલે શીખવ્યુ હશે તે પ્રમાણે તે ખીલશેજ.

બાલકો ઉપર પ્રેમ રાખતા હોવાથી, અને તેમની આસપાસ બધે ફૂલોજ હોવા-થી, એ કહેવાની જરૂર રહેતી નથી કે તેમની પ્રતિભા શક્તિ બહુ સતેજ છે. ખરેખર એમ પણ કહી શકાય કે પ્રતિભા શક્તિ એ તેમનું ખાસ લક્ષણ છે. આ બાબતમાં લિંગભેદથી કાંઇ ફેર પડતો નથી. વર્તમાન કે ભવિષ્યકાળની જે વાતો તેમના જીવનના નિત્ય વ્યવહારમાં સ્પષ્ટ દેખાતી કે સમજાતી નથી તે સમજવાની શક્તિ સ્ત્રી અને પુરૂષ એકેમાં સરખી છે. તેમના

શારીરિક બંધારણમાં જે ભેદ છે તે સિવાય એ સ્ત્રી પુરૂષોનાં વિચાર કે લાગણીમાં કાંઇ એવું નથી કે જેથી તેમાં સ્ત્રી પુરૂષનો ભેદ સમજાય. એ બેમાંનો એકે વર્ગ પોતાની બુદ્ધિનું અભિમાન રાખતો નથી તેમ બીજો વર્ગ પોતાનામા લાગણી વધારે છે એમ પણ ગણતો નથી. પણ જે એક વાત એ બેઉ વર્ગ બરાબર સમજે છે તે એ છે કે સમઝ બે જાતની છે, એક સાધારણ અને બીજી અસાધારણ; સાધારણ સમઝનો ઉપયોગ બનતા બનાવોને સામાન્ય અને જાણીની રીતે ગોઠવવામાં વાપરવાનો છે, અને અસાધારણ સમઝનો ઉપયોગ ત્યા કરવાનો છે કે જ્યાં નિર્ણય કરવાની

વાતનાં બધા જરૂરી અંશો આપણા મન આગળ હાજર ન હોય. આ અસાધારણ સમજ તે **પ્રતિભા** છે, અને જૂદી જૂદી રીતે તે કેમ કામ કરે છે તે તેઓ સારી રીતે સમજે છે. જ્યાં પ્રતિભાનો પ્રકાશ પડતો નથી ત્યાં તેઓ સાધારણ માનસિક ક્રિયાઓનો ઉપયોગ કરે છે. પણ જ્યા એકવાર પ્રતિભાનો પ્રકાશ પડ્યો કે પછી તેનાથી વિરૂદ્ધ જતી વાતોની તેઓ દરકાર કરતા નથી અને પ્રતિભાએ જે માર્ગ તેમને બતાવ્યો હોય છે તે માર્ગે દૃઢતાથી ચાલ્યા જાય છે. તેઓ માને છે કે, મનુષ્યમાંના રૂૈલને જ્યારે રૂૈલોનાં રૂૈલનું ભાન થાય છે ત્યારે તે પ્રતિભારૂપે સ્ફુરે છે.

આ લોક આવા પ્રતિભાવાન છે તેનું એક પરિણામ એ છે કે ટીકા કરવાની વૃત્તિ તેમનામા જણાતી નથી. પહેલાં પહેલાં તો એમ લાગે છે કે આ એક જાતની બુદ્ધિની બેદરકારી છે. પણ જરા ઉડો વિચાર કરતાં સમજાય છે કે તેમનું આ મ્હોટું દિલ એ તેમની ઉંડી સમજનુ ફલ છે. તેઓ કહે છે કે, મનુષ્યમાનુ ફૂલ પોતાનુ ભવિષ્ય શુ છે તે જાણે છે, અને તેના જીવનના નિયમને અનુસાર તે ખીલશેજ. અમુક ફૂલ જે રીતે ખીલતું હોય તે રીતની ટીકા કરવી એ સાહસ છે. ફૂલોના જીવનનું જે નિરીક્ષણ તેમણે કર્યું હોય છે તે તેમને અહીં ઉપયોગી થાય છે.

તેમણે જોયું છે કે, અમુક એક જાતનાં ફૂલોમાં રંગ અને આકારનો સહજ ફેરફાર હોય છે, અને કોઇ ગુપ્ત રીતે આ ભેદ દઢ થાય છે, અને તેમ થઇ એક નવીજ જાતનાં ફૂલ તેમાંથી ઉપજે છે. આ પ્રમાણે ભેદ અસ્વાભાવિક નથી એટલુંજ નહી પણ જ્યા તે હોય ત્યાં તેને લક્ષમાં ગણવો જોઇએ, કારણકે તેમાંથી કાંઇક નવુજ ઉત્પન્ન થવાનો સંભવ છે બીજા માણસોનાં જે વિચાર અને લાગણીઓ પણ તેમનાથી સમજાતાં ન હોય તેમને વિષે પણ તેઓ આવોજ વિચાર કરે છે. ગૂચવણ ઉત્પન્ન કરનારા આવા લોકો પોતાનુ સમતોલપણું ખોઇ બેઠા

છે એમ નહીં માનતા, તેઓ એમ માને છે કે તેઓ માત્ર અસાધારણ પ ક્તિના જીવો છે. પણ આગળ વધવાની એકલી આશા આ અસાધારણતામાં છે, અને તેથી પડેલી પગથીએ નહીં ચાલવાને માટે તેમને ઠપકો આપવાને બદલે તેમનો વધારે લક્ષપૂર્વક અભ્યાસ કરવામા આવે છે.

વળી તેમના જીવનમાં પ્રતિભા આટલો બધો આગળ પડતો ભાગ ભજવે છે તેથી તેઓ દરેક પોતાના જાતિ અનુભવથી જાણે છે કે એ પ્રતિભાએ બતાવેલા માર્ગે જવામાં તે પોતે એક સીધી લીટીએજ ચાલ્યો જાય છે, છતાં બીજાને એમ લાગે છે કે, તે આમ તેમ ભટકે છે, અને કદી એમ પણ દેખાય

છે કે તે પોતાના સ્થાન તરફ જતોજ નથી. જ્યારે એક માણુસ બીજા માણુસની ટીકા કરે છે ત્યારે તે ટીકા કરનાર માણુસ કેટલો અસત્ય હોય છે, અને તેથી અન્યાય કરે છે તે જાણુતા હોવાથી તેઓ કહે છે કે, "ફૂલોને ઉગતાં ધ્યાન આપીને જૂઓ, અને તેમાંથી શિક્ષણુ લો. તમારી ફરજ છે કે તમારે પોતે ખીલવું, અને નહીં કે બીજાએ કેમ ખીલવું તે તેમને બતાવવું."

આ લોકના આવા સ્વભાવનું પરિણામ બહુ અજાએબી ઉપજાવે એવું છે. એક પાસથી જ્યારે તેઓ વિચારવંત અને અંતર્મુખ વૃત્તિવાળા છે ત્યારે બીજી પાસથી તેઓ બહુ ઝડપથી સમજી જાય એવા અને

અત્યંત સ્વયચલિત છે. નવી વાત સમજી
જવાની જે ચચલતા બાલકોમા જોવામા
આવે છે તેવી ચંચલતા, આ લોકોમા તેઓ
વૃદ્ધ થાય છે તે છતા પણ જોવામાં આવે
છે. ન્હાના અને મ્હોટા બધામા એવુ
હસમુખાપણું છે કે તેથી સ્હામાંનુ હૃદય
આકર્ષાય, અને એ સ્મિતમાં કાંઇક એવો
ભાવ રહ્યો હોય છે કે તેથી લાગે છે કે જે
જીવો નિર્ભય હોય તેઓજ એવી રીતે
સ્મિત કરી શકે. તેઓ દરેક ક્ષણે સપૂર્ણ
રીતે જીવે છે, અને સૃષ્ટિમા જે કાંઇ છે તે
બધાની સાથેની પોતાની એકતાનો કાંઇક
ભાસ પણ તેમને થએલો હોય છે.

તેમનામા લોભ જેવી કોઈ વૃત્તિજ

નથી, અને તેથી કરીને કદી તેઓ સામર્થ્ય-
વાન નહીં હોય પણ બીજી પાસાથી તેઓ
કેવળ સ્વાભાવિક રીતે રહેનારા, અને પોતાના
વિચારમાં અને લાગણીમાં સંપૂર્ણ લાવણ્યતા
વાળા છે. જેમ ફૂલો પોતાનું જીવન ગાળે છે
તેમ તેઓ પણ પોતાનું જીવન તેવીજ રીતે
ગાળે છે, અને સુખ દુઃખ આવે ત્યારે
બાળકોની પેઠે સરળતાથી તેઓ તેમને
ભોગવે છે. એક વાત જો ન હોય તો
તેમને બાલક કહેવામાં વાધો આવે નહીં,
અને તે એ છે કે, તેમનાં આવાં બાલકો-
નાં જેવાં જીવનમાં મનુષ્યમાનુ ફૂલ
વખતો વખત તેના વિચાર અને લાગણીમા
અત્યંત સંપૂર્ણતા દર્શાવે છે. જ્યારે જ્યારે

આમ થાય છે ત્યારે ત્યારે તેમની જીંદ-
ગીમાં જે અંશ પૂર્વે ન હતો તેનો ઉમેરો
થાય છે, કારણકે એવે સમયે એ ફ્લો
ફૂલોનાં ફૂલનાં સૌંદર્યની ઝાખી કરાવે છે.

આપણી સાથે સરખાવતાં, મારી
સ્વપ્નસૃષ્ટિનાં આ લોક કેટલીક રીતે
ખરેખર બાલક છે. પણ તેઓ એવાં બા-
લકો છે કે તે દરેકમાં પ્રતિભાનો અંશ
રહેલો છે, અને તે અંશો એક બીજાથી
જૂદા છે. તેઓ જે જીંદગી ગાળે છે તે
એવી છે કે જે હુન્નરના કોઇ ઉત્તમોત્તમ
પ્રભાવવાળા યુગમા રહેનારા લોકો ગાળે
તેમને લાગે છે કે આત્મા તેમના દ્વારા
સૃષ્ટિ કરી રહ્યો છે, અને તેઓ બહુ સર-

ળતાથી અને આનન્દથી આ સૃષ્ટિકાર્યને અનુકૂલ થઇ રહે છે. જો એક તરફથી, સામર્થ્યના અભાવને લીધે તેઓ બાલક જેવા એને સાદા છે તો બીજી તરફથી એ લોકમાંનું દરેક જણ હુન્નરની એક એક શાખાના સ્થાપક જેવું છે.



## ૩
## માળીઓ–મસ્તક.

મારા આ સ્વપ્ન સસ્થાનમા કેટલાક એવા લોકો પણ રહે છે કે જેને આ લોક 'માળીઓ' એવું નામ આપે છે. એનો સ્પષ્ટજ છે કે આ વર્ગ સત્તાધિકારીઓનો છે, અને તેઓ આપણે જેને અમલદારો કહીએ છીએ તેને સ્થાને છે. પણ આ લોકો પોતાના સસ્થાનને ફૂલવાડી કહે છે, તેથી તેઓ આ અમલદાર વર્ગને **માળીઓ** કહે એ સ્વાભાવિકજ છે.

આ **માળીઓનો** એક વર્ગ જૂદોજ છે, અને એ વર્ગ સિવાયના આ સસ્થાન-ના બીજા બધા લોક જેઓ બાળક જેવા

જીવો હોય એમ લાગે છે તેવા છેક બાલક જેવા આ વર્ગના જીવો નથી. ખરેખર આ એવા જીવાત્માઓ છે કે જેમની કલ્પનાશક્તિ બહુ ભવ્ય છે અને જેમનુ ચારિત્ર્યબલ બહુ મ્હોટુ છે, અને લોકહિત પરાયણતા અથવા પરાર્થતા અને લક્ષ્યનિષ્ઠા×મા તેવા માણસો આજ આપણા લોકમાં ભાગ્યેજ કોઇ હશે. તેમની સંખ્યા બહુ થોડી છે, છતાં આ સંસ્થાનની સર્વ પ્રકારની વ્યવસ્થાના નિયામક તેઓ છે એકજ બાબત ઉપર તેમનુ બધું લક્ષ આપી રહ્યા છે, અને તે એ છે કે જે જીવોને તેમને સોંપવામાં આવ્યા હોય તેમનુ

× Idealism.

બતુ કેમ કરવુ તેજ વિચારવુ તેઓ કોઇ એક મ્હોટા હાથની આંગળીઓ જેવા છે, અને લોક તેમના ઉપર સપૂર્ણ વિશ્વાસ રાખે છે, અને તેઓ જે કહે છે તેજ પ્રમાણે તે લોક કરે છે તેઓએ પોતાનો આ અધિકાર બાહુબલથી નહી પણ સન્યાસ બલથી મેળવ્યો છે જેમ વસતઋતુ બેસતા ઝાડો અને છોડવાઓમાં નવો રસ વહેવા માડે છે, અને કળીઓ ખીલી તેમાથી પાતરા અને ફલો નીકળે છે તેમ આ માળીઓમાના એકાદની સમીપ આ સસ્થાનના સ્ત્રી, પુરૂપ અને બાલકોના પ્રેમ, જ્ઞાન, અને શક્તિઓ પોપાય છે આ લોક સમજે છે કે આ માળીઓની જાત એક જૂદીજ છે અને

તેમના કુલો કોઇ ગૂઢ રીતે દેવોના દેવની
નજીક પાસે છે આ માળીઓમા બે જણ
વળી એવા છે કે તેઓ મુખ્ય અધિકારી
તરીકે આગળ પડી આવે છે આ સંસ્થા-
નમા આ બે જણને મસ્તક અને હૃદય એમ
નામ આપવામા આવ્યા છે લોકને તેમના
જીવનના કાર્ય કરવા માટે જે સામર્થ્યની
જરૂર છે તે સામર્થ્ય તેમને આપવુ એ આ
મસ્તકનુ કામ હોય એમ જણાય છે, અને
તે માટે જોઇતુ જ્ઞાન આપવુ એ કામ
હૃદયનુ હોય એમ લાગે છે

આ સંસ્થાનના લોકોની જૂદી જૂદી
પ્રજાઓમા આ વર્ગ એ બધાને માટે એક
સામાન્ય વર્ગ છે કદી આ લોકને જી

નને માટે ઝઘડો તો કરવોજ પડે છે, અને
આ મારી સ્વપ્ન સૃષ્ટિના આ નિર્દોષ જીવા-
ત્માઓ દુનિઆમાં પોતાનુ સ્થાન જાળવીને
રહી શકે નહીં તો તેઓ નિર્મૂલ થઇ જાય.
પોતાનાજ મંડળમા તો અગર જો તેઓ
ફુલની પેઠેજ ઊગે છે અને ખીલે છે, તો
પણ બીજા મંડળોને સંબંધે પોતાનું સ્થાન
જાળવીને રહેવાને માટે તેમને બહુ સખત
જીંદગી ગાળવી પડે છે આપ લે કરવાની
વેપારની ચીજો ઉત્પન્ન કરવા તથા પોતાની
સમાજને જે હાનિકારક હોય તે ત્યાંથી
નિર્મૂલ કરવા માટે તે દરેક જણને પોતાને
તેમજ તે બધાને એક પ્રજારૂપે બહુ સખ્ત
મંથન કરવા પડે છે છતા તેમની આ

પ્રવૃત્તિને જો યોગ્ય માર્ગે દોરવી ન હોય તો એ પ્રજાનુ સ્વરૂપજ પલટાઇ જાય. તેથી તેમના આ મસ્તકનો ધર્મ એ છે કે તેમની આ બધી પ્રવૃત્તિઓની એવી વ્યવસ્થા રાખવી અને તેને એવા નિયમમા રાખવી કે જેથી જગતમા એક પ્રજા તરીક તેઓ પોતાનુ સ્થાન જાળવી શકે, અને તેનીજ સાથે એક સુવ્યવસ્થિત ફૂલવાડીરૂપ સમાજ તરીકે તેનાં સૌંદર્ય અને સુવાસ જળવાઇ રહે.

લોકપ્રવૃત્તિની વ્યવસ્થા મસ્તકની યોજનાને અનુસાર આ માળીઓ કરે છે, તે ઉપરાંત વળી, વિચાર, ભાવ, અને કર્મની ભૂમિમા જે કાંઇ કરવાની યોજના

થઇ હોય તે યોજના પાર પાડવાનું સામ-
ર્થ્ય લોકોને આપવુ એ પણ **મસ્તકનો**
એક ધર્મ છે આ **માળીઓની** પેઠે આ
**મસ્તક** પણ પ્રેમ, માયાળુતા અને સહા-
નુભાવ, લોકોનાપર વર્ષાવે છે, પણ લોક
સમજે છે કે, એ **મસ્તકો**મા એક કોઇ
એવી અદ્ભુત શક્તિ છે કે જે આ ફૂલ-
વાડીમા બીજા કોઇનામા પણ જોવામા
આવતી નથી આ શક્તિ એ છે કે, ધારેલી
વસ્તુ તરફ સીધાજ ચાલ્યા જવુ, અને
ગમે તે અતરાય નડે છતા ત્યા પહોચવુ
જે કાઇ કરવાની જરૂર પડે તે બહુજ
સીધી રીતે કેમ કરવુ તે આ **મસ્તક** તર-
તજ સમજે છે, અને આડા માર્ગો અને

અંતરાયો છે એટલું માત્ર જાણવા સિવાય તેમની બીજી કાંઇ દરકાર રાખવામાં આવતી નથી. એ લોક એવું માને છે કે આ મસ્તકમાં કાંઇક એવું ઓજસ મૂર્તિમાન થયું છે કે જેની આગળ બધી અડચણો એક પછી એક દૂર થઇ જાય છે.

કેટલીક વખત એમ પણ બને છે કે મસ્તકના માર્ગમાં કાંઇ એવી પણ મુશ્કેલી આવી પડે છે કે જે તેના પોતાનાજ સામર્થ્યથી દૂર થઇ શકે નહીં. પણ તેથી કાંઇ તેઓ કોઇ સહેલો માર્ગ શોધવા પોતાના માર્ગથી ચલિત થતા નથી આવે વખતે તેઓ વિજળીના પ્રવાહની પેઠે કામ કરે છે, કે જે વિજળીના પ્રવાહના માર્ગમાં

જો કાંઇ અડચણ આવે છે તો તેનું બલ વધે છે અને તે એટલે સુધી કે આખરે તે નડતર કરનાર વસ્તુને તે પીગાળીનાખે છે આ પ્રમાણે થોડા વખત માટે જે ઓજસ તેમને વાપરવુ પડે છે તેથી એ મસ્તકની ઇચ્છાશક્તિપર કાઇ અસર થતી જણાતી નથી, તેમને તો કાંઇકિ એમજ જણાય છે કે વિજળી ઉત્પન્ન કરવાનુ તેમનુ એક કારખાનુ નાશ પામ્યુ તોપણ નાયાગારાના મોટા ધોધ તેમના કાબુમા હોવાથી તેના પ્રવાહમાંથી તે પોતાના કામ માટે એવાં બીજાં હજારો કારખાનાં ઊભા કરી શકે છે.

પોતાનો આ પ્રભાવ પોતાને સોંપા·

એલા લોકમાં ઉપજાવવો એ મસ્તકનો ઉદ્દેષ હોય એમ લાગે છે તેઓ લોકાની સાથે સબંધમાં આવે છે, અને જૂદાં જૂદા કામ કેમ કરવાં તે તેમને શીખવે છે કોઇ માણુસ ગમે તે ધધો કે કામ કરતો હોય તો પણ તે ધંધાનાં મૂલ તત્ત્વો મસ્તક સંપૂર્ણ રીતે સમજતા હોય એમ લાગે છે તેમ છતાં તેઓ પોતાનુ કામ જે પાર પડે છે તે જ્ઞાનથીજ નહીં, પણ પોતાની ઇચ્છા પ્રમાણે દરેક વસ્તુનો ઉપયોગ કરવાની જે દિવ્યશક્તિ તેમને મળેલી હોય છે તેને લીધે છે જે કાંઇ કામ કરવાનુ તેમને સોપવામા આવે છે તે બધામા પોતાની ઇચ્છાશક્તિ સુદઢ રાખવાને કેળવી, તેઓ પોતાની આ

નિશ્ચયશક્તિ આ લોકોમા ઉપજાવવા પ્રયત્ન કરે છે. 'મારાથી બનશે' અને 'મારાથી નહી બને', આ વાક્યો તેમને ગમતા નથી તેઓ એમ ઇચ્છે છે કે આવી નિર્બલતા નહી ગણતા, જીવનના બલોનો ઉપયોગ કરવામા પોતાના નિશ્ચય પ્રમાણે અને પોતાના ફિરંગની અનુકૂલતાના પ્રમાણમા તેઓ બધા સામર્થ્યવાન બને.

**મસ્તક** પોતાના સદેશનો બોધ કરતા નથી, અને તે સમજાવવાનુ પ્રયત્ન પણ કરતા નથી તેમની સામાન્ય પદ્ધતિ તો એ છે કે એક સાદો આદેશ માત્ર આપવો એ આદેશ તેઓ બને એટલા થોડા શબ્દોમા આપે છે, અને તે લશ્કરી હુકમ જેવો

હોય છે. પણ માત્ર એટલુંજ કે તે હુકમ
માનવામા નહી આવે તો અમુક શિક્ષા
થશે એવી ધમકી તે હુકમ સાથે લાગેલી
હોતી નથી તેમ છતા પણ તે હુકમ પાળ-
વામા ગમે તેટલી અડચણો નડવાની હોય
કે ગમે તેવુ દુઃખ વેઠવાનુ હોય છતા પણ
તેનો અનાદર કોઇ પણ માણસ કદી પણ
કરતું નથી

મસ્તક તરફથી આદેશ મળવો એ
જેને તે મળે છે તે પોતાનુ મોટું સદ્
ભાગ્ય સમજે છે, અને જેને આવો આદેશ
આપવામા આવે છે તેને તે આદેશ પ્રમાણે
અમલ કરવાનુ સામર્થ્ય પણ આપવામા
આવે છે. મસ્તકમા જે બહુ ગૂઢ તત્વ

રહેલુ છે તે આજ છે જેમ કેટલાકના-
માંથી પ્રેમનો ઝરો વહે છે, અને બીજા
કેટલાકમાંથી જ્ઞાનનો પ્રકાશ પડે છે, તેમ
એમનામાંથી ઓજસ વહે છે. જ્યારે કોઇ
બાલકનુ રમકડુ ભાગી ગયુ હોય છે અને
તે રડતું હોય છે ત્યારે મસ્તક તેનુ આશ્વા-
સન કરી તે કેમ પાછું સમારવુ તે તેને
બતાવે છે, અને તે પ્રમાણે તે બાલક
પોતાનાં ભાગેલાં રમકડાંને પાછુ સમારે છે,
અને તેમ કર્યા પછી તે રમકડુ તેને પહે-
લાંના કરતા વધારે વહાલુ લાગે છે, કારણકે
હવે તે રમકડામાં તે બાલકનો પોતાનો
કંઇક અંશ આવ્યો હોય છે. કોઇ માણ-
સને કાંઇ એવુ કામ કરવાનુ આવે છે કે

જે તેની શકિતથી બહાર હોય, અને તેથી
તેને નિરાશા થતી હોય ત્યારે જો મસ્તક
તેને કાંઇ તે બાબતમાં કહે તો તે પછી
તેને માટે યોજના કરી તે સિદ્ધ કરવાનુ
તેની ઇચ્છાશકિતનુ બલ વધે છે.

એ સમાજનાં સ્ત્રી પુરૂષોમાં ઘણાજ
થોડા એવા છે કે જેઓ, વિજળીની પેઠે
કાર્ય કરવાની મસ્તકની આ પદ્ધતિનું અ-
નુકરણ સ્વાભાવિક રીતેજ કરે છે. ઘણે
ભાગે તો અમુક અડચણ કેવી રીતે દૂર
કરવી, કે અમુક સંજોગનો લાભ કેવી રીતે
લેવો તેનો વિચાર કરીનેજ તે યોજના કરે
છે છતા તેમની આ પદ્ધતિ ઉપર બધાને
પૂજ્ય ભાવ છે, કારણ કે તેમને એમ લાગ

છે કે તેઓ આ પ્રમાણે જે ક્રિયા કરે છે તેથી તેમનામાં પોતાનામાં રહેલા ઇશ્વરના સર્વ શક્તિમાન પણાના ગુણની તેઓ તેમને ઝાંખી કરાવે છે કાર્ય સિદ્ધિની તેમની કલાઓનો પોતાની શક્તિ પ્રમાણે તેઓ અભ્યાસ કરે, છે, અને ધારેલું કામ પાર પાડવા માટે તેઓ જે કાંઇ કરે છે તેથી તે કામ ઝડપથી અને થોડાજ સમયમાં કેવી રીતે સિદ્ધ થાય છે, તે જ્યારે તેઓ ધ્યાન આપીને જૂએ છે ત્યારે તેમની ઇચ્છાશક્તિ ઉત્તેજીત થાય છે. તેમનું આ કાર્ય અગર જો થોડાજ સમજી શકે છે છતાં તે બધાને એટલું તો લાગ્યા વિના રહેતું નથી કે તેમની સાથે સંબંધ થવો એ જાણે અપૂર્વ વિદ્યુત અને

આકર્ષક બલના કોઇ પ્રાન્તની સાથે તેમને સબંધ થયો હોય, અને તેમનામાના કોઇને જો તે રીત જડી આવે તો તેઓ આ આકર્ષક શક્તિમાથી કાર્ય સિદ્ધિ માટેનુ બળ મેળવી શકે. મસ્તક રાત અને દિવસ જે શક્તિઓ તેમના તરફ પ્રેર્યા કરે છે તેનો ઉપયોગ કરી શકવા માટે પોતાના મન અને હ્રદયને આ શક્તિને રૂપાન્તર પમાડવાના સાધન કેમ બનાવવાં તેનું શિક્ષણ આપવું એ હૃદયનુ કામ છે.



## માળીઓ—હૃદય.

આ લોકના ઉપર મસ્તકની ક્રિયાની અસર જ્યારે વિજળીની અસરની પેઠે થાય છે ત્યારે હૃદયની ક્રિયાની અસર સૂર્યના પ્રકાશની ક્રિયાની પેઠે થાય છે. મસ્તકમાંથી જ્યારે શક્તિ-ઓજસ-વહે છે ત્યારે હૃદયમાં-થી જ્ઞાન વહે છે. પણ આ જ્ઞાન તે માત્ર જાણવું તેજ નથી. આ જ્ઞાન તે એવું છે કે જેમાં દરેક કારણ સમજાય છે. અને તેની-જ સાથે તેમાં ગૂઢ સહાનુભાવ પણ રહેલો હોય છે, અને તે બધામાં લક્ષ્યનિષ્ઠાનો પ્ર-ભાવ પણ ઝામી રહેલો હોય છે. મસ્તક જ્યારે કાર્યસાધક શક્તિ આપે છે, ત્યારે હૃદય આત્મપ્રસન્નિમા રમાણુ કરવાની શક્તિ

આપે છે. હ્રુદય આ લોકના ઉપર છવાઇ રહી તે સર્વનાં અંતરમાં રહેલી પ્રતિભાને પ્રકાશિત કરે છે. જેમ સૂર્યનો પ્રકાશ જંગલો અને ખેતરોમાંની વનસ્પતિ ઉપર પડી તેમને ખીલવી ફળ અને ફૂલ ઉપજાવે છે તેમ હ્રુદય પોતાનાં ફૂલો ઉપર પોતાની શક્તિઓ વહેવરાવી તેમને ખીલાવે છે.

હ્રુદય જે કામ પ્રત્યક્ષ રીતે આ લોક માટે કરે છે તે એ છે કે, તે એમને શીખવે છે કે, તેમનાં વિચાર અને લાગણીને મસ્તકમાંથી વહેતી શક્તિઓને રૂપાન્તર આપવાનાં સાધન બનાવવાનો માત્ર એકજ રસ્તો છે, અને તે કાર્યનિષ્ઠા–પોતાને

કરવાના કાર્ય ઉપર એક નિષ્ઠા રાખીને રહેવું તે-છે. તે તેમને શાખવે છે કે, ફૂલોનું ફૂલ દૃષ્ય અને અદૃષ્ય એ બેઉ વિશ્વોમાં સતત કાર્ય કરી રહ્યું છે, અને આ વિશ્વફૂલનુ અનુકરણ મનુષ્યમાંનું ફૂલ કરશે તેના પ્રમાણમાં તે ખીલશે. તેથી બધાએ કાર્ય પરાયણ રહેવું, કારણ કે કાર્ય કરવામાંજ જીવેન સાર્થક થાય છે, અને ફૂલ જેમ ઉગે છે તેમ આપણું જીવન ખીલે તેજ ઉચ્ચ જીવન છે.

આ હૃદયના મત પ્રમાણે, ફૂલ ઉગે છે તેમ ઉગવાને માટે એકજ વાતની જરૂર છે, અને તે કાર્યપરાયણતા છે, આપણા કાર્યને આપણું સર્વસ્વ અર્પણ

કરવું તે છે પોતાના લોકને આનો અર્થ સમજાવતાં કહે છે કે, જીંદગીમાં જે એક વસ્તુ આવશ્યક છે તે એ છે કે, આ જે કામ કરવાનુ આવ્યુ હોય તે, કાર્યના કોઇ ઉચ્ચ લક્ષ્ય સ્વરૂપને ધોરણે કરવુ જોઇએ અને નહીં કે તે કાર્ય આપણે કરેલુ હોવામા આનન્દ માનવો, એ બરાબર સમજી રાખવાનુ છે. કાર્યનિષ્ઠામાથી હમેશા આનન્દ તો ઉપજેજ છે, અને તે આનન્દ દેહ અને મગજ ઘસાઇ ગયા પછી પણ રહે છે. જે કાંઇ અગત્યનું છે તે આપણુ કામ છે, અને આપણે પોતે નથી, એ કડવું સત્ય જેઓ દુઃખ અને નિરાશા સહન કરીને શીખ્યા હોય છે તેમનેજ આવેલ

આનન્દ મળી શકે છે. ફૂલોનું ફૂલ આપણા દ્વારા ખીલે છે, એવી લાગણી થતાં આપણું જીવન જેટલું ઉ-તેજીત થાય છે તેટલુ બીજા કશાથી થતું નથી, અને જ્યારે જ્યારે તમે તમારા કાર્યનોજ સૌથી આગળ અને પહેલો જ વિચાર કરો છો, અને તેના કર્તા રૂપે તમને જે આનન્દ થાય છે તેનો નહીં, ત્યારે ત્યારે આ મ્હોટું વિશ્વ ફૂલ ખીલે છે. કારણકે જ્યારે મનુષ્યમાંનુ ફૂલ ખીલે છે ત્યારે ખરી રીતે જે થાય છે તે એજ છે કે ફૂલોનું ફૂલ જે તેનામાં પણ છે તે ખીલે છે. કારણકે જે ચૈતન્ય ફૂલોનાં ફૂલમાં છે તેજ ચેતન્ય મનુષ્યમાંનાં ફૂલમાં પણ છે, અને એ બેઉનું ખીલવું એક બીજાથી છુટું પડી શકે એમ નથી.

દરેક સ્ત્રી, પુરૂષ, અને બાલકને શીખવવામાં આવે છે કે તેમણે દરેકે તેમના જીવનના દરેક દિવસની દરેક પળે ફૂલ ખીલે છે તેમ ખીલવું જોઇએ, કારણકે મદિરમાં દેવોના ફૂલની સેવા કરતાં આપણે જેમ ખીલીએ છીએ તેમજ કામ કરતાં અને રમતાં પણ આપણે ખીલીએ છીએ. તેથી દરેક સ્થાન અને સ્થિતિમાં, દરેક જણ ગમે તે કામ કરતું હોય તે બધામાં તે તે કામના કોઇ ઉચ્ચ સ્વરૂપને પ્રાપ્ત કરવામાં તેનાથી બને એટલુ તેણે કરવું જોઇએ. જીવનના પ્રત્યેક કાર્યનું આવું ઉચ્ચ સ્વરૂપ શુ છે, તે આ હૃદય તેમને શીખવે છે. બાલકોને શીખવવામાં આવે છે કે રમત જે તેમનું

એક કાર્ય છે તેમાં તેઓએ પોતાપણું ભૂલી જઇને, તે રમત એકંદરે સારી રીતે કેમ રમાય, તે ઉપરજ પોતાનું બધું લક્ષ રાખી તે રમવી જોઇએ કારણકે રમતમાં પણ ફૂ-લોનું ફૂલ તેમના દ્વારા રમે છે, અને એ મહાન ફૂલને જે જોઇએ છીએ તે અમુક વ્યક્તિનો કે અમુક એક પક્ષનો વિજય નથી પણ તે એમ ઇચ્છે છે કે, તે રમ-તમાં ભાગ લેનારા બધાં ફૂલો ખીલે છે તેમ ખીલે, મ્હોટી ઉમ્મરના લોકોને તેઓ શીખવે છે કે, પોતાના દરેક ધધા અને હુન્નરમા, પછી તે ઘરમાં હોય કે ખેતરોમાં હોય, કાર્યગ્રહમા હોય કે બજારમાં હોય, પણ તે બધી જગાએ, તે દરેક માણસે,

પોતાના ખુદના લાભ અને સુખને માટે નહીં પણ પોતાનુ કામ બહુ ઉચ્ચ પ્રકારથી પાર પાડવાના હેતુથીજ કરવું જોઇએ. એમ થાય ત્યારેજ ફૂલોનાં ફૂલ ઘરમાં, ખેતરમાં, કાર્યગૃહમાં અને બજારમાં તેમના દ્વારા એ બધાં કામો કરે છે. વ્યક્તિ તેમજ સમષ્ટિને માટે પ્રવૃત્તિનું ઉચ્ચ સ્વરૂપ આવુ છે, અને ફૂલોની પેઠે ખીલવાનો આ એકજ માર્ગ છે. જે જે કાર્યથી મનુષ્યમાંનુ ફૂલ અનુભવ અને જ્ઞાન મેળવી શકે છે તે દરેક દ્વારા ફૂલોનુ ફૂલ ખીલે છે, પણ એટલુજ કે તેમ થવામા આપણે કોઇ અંતરાય ઉભો કરવો ન જોઇએ. પૂજ્યભાવથી સ્થિર થઇ ગએલા પોતાના

શ્રોતાઓને હૃદય ઉપદેશ આપે છે કે ફૂલોનું ફૂલ ખીલવાને આતુર છે, અને જેમ આપણા જીવનનો સર્વ આધાર આ મહાન ફૂલ ઉપર છે તેમ-એ મહાન ફૂલની સંપૂર્ણ-તામાં વૃદ્ધિ થવાને માટે તેને આપણી દરેકની સંપૂર્ણતાની પણ જરૂર છે.

વળી હૃદય એમપણ બોધ આપે છે કે, જ્યાં કોઇ કારક તે કામ કરતી વખતે પોતાનો નહીં પણ તે કામનોજ વિચાર કરે છે ત્યાં તે કામ કરતી વખતે તેનામાં એવો દીપ પ્રકાશે છે કે જેથી તે પોતાના માર્ગમાં એક પગલું આગળ કેમ વધી શકે તે તેનાથી સમજાય. માર્ગમાં અંધ-કાર હોવાથી જો કોઇને અટકવું પડે છે

તો તેનું કારણ એ છે કે ભૂતકાળમાં તે પોતાના કામમાં કાંઇ ચૂકેલો હોય છે. દરેક વસ્તુનું માપ જે ધોરણે કાઢવાનું હોય છે તે ધોરણે તેને માપવી તેનું નામજ સત્ય છે, અને આ માપ, વાચા, વિચાર અને લાગણીઓથી થાય છે, એમ પણ તે શીખવે છે. લોકોને તે ચેતવણી આપે છે કે, શબ્દ માત્ર તેનો બરાબર અર્થ સમજીને તેજ અર્થમાં વાપરવા, અને કોઇપણ વસ્તુ અથવા બનાવનું વર્ણન આપતી વખતે પોતાથી બને એટલા સાવધ રહી તે વર્ણન ચોક્કસ રીતેજ આપવું. શબ્દ ઉપરથી તેમનું લક્ષ વિચાર અને લાગણીઓ ઉપર દોરવે છે અને તેમના સમક્ષ

ગમે તે વસ્તુ મૂકી હોય તે વખતે એ બેઉમાં પણ સત્ય કેમ જાળવવું તે તેમને શીખવે છે. શાન્તિમય સહાનુભાવ તેજ લાગણીની સત્યતા છે, અને વ્યકિતની અપેક્ષા ન રાખીને નિર્ણય કરવો તે વિચારની સત્યતા છે, એમ તેઓ માને છે. જ્યાં આ બેઉ હોય છે ત્યાં કર્મની સત્યતા હોય છે, અને તેજ સેવા છે તેઓ કહે છે કે આમ હોય છે ત્યારેજ પ્રતિભા સંપૂર્ણ રીતે પ્રકાશે છે, કારણ કે કોઇપણ વસ્તુ વિષેનાં બધાં સત્ય જેમાં સમાઇ જાય છે તેજ પ્રતિભા છે, અને તેથી જે મનુષ્યનાં અંશે અંશ સત્ય ન હોય તેનામાં તેનો પ્રકાશ પડી શકતો નથી.

આપણા પ્રત્યેક અંશની પ્રવૃત્તિમાં કેવી સંપૂર્ણતા હોવી જોઇએ તે ઉપર હૃદય

વારવાર વિવેચન કરે છે. સંપૂર્ણતા કાઇ એવી વસ્તુ નથી કે જે આપણે ધીમે ધીમે અને દુઃખ સહન કરીને મેળવવાની છે. એક-દૈવી વારસા તરીકે સમ્પૂર્ણતા આપણામાં રહેલીજ છે. તેઓ પૂછે છે કે, એક બા-લકના આનન્દનુ સ્મિત, અથવા તે પોતાની માતાના હાથમાં આરામથી સૂતું હોય તે વખતે તેના શરીરની સહજ સ્થિતિ, એમનાં કરતાં વધારે સપૂર્ણ શું હોઇ શકે ? સૌંદર્ય-ની કલા કોઇએ તેને શીખવી નથી, અને છતાં ચિતારાઓ તેનો આબેહૂબ ચિતાર કાઢી શકતા નથી. જો સૌંદર્ય આપણામાં અને આપણુંજ ન હોત તો જ્યાં જઇએ ત્યાં સૌંદર્યનાં દર્શન આપણને થાત નહીં.

સૌંદર્યની ભૂમિમાં આપણે પારકા નથી, પણ એ દેશના આપણે વહાલા અને કીમતી દેશજનો છીએ.

આમ હૃદય બોધ આપે છે કે, સંપૂર્ણતા આપણા પોતામાં રહેલી છે, અને જો આપણે તેના માર્ગમાં કાંઇ અંતરાય ઉભો નહીં કરીએ તો તે તેની મેળેજ પ્રદર્શિત થશે. જે વાણીથી બીજાને દુઃખ કે હાની થાય, અથવા જે વાણી ગમે તેવી રમુજી છતાં તેમાં દ્વેષનો સ્પર્શ રહ્યો હોય, તેવી વાણી વાપરતાં આપણે અટકીએ તો, ધીમે ધીમે આપણી વાણીમાં સંપૂર્ણતા આવશે. માત્ર મુખને માટેજ નહીં પણ જ્ઞાનના સૌંદર્ય ઉપરજ દૃષ્ટિ રાખી આપણે જો દરેક

વસ્તુનો અભ્યાસ કરીએ તો આપણા વિચારો સુંદર રીતે પ્રદર્શિત થશે, આપણાં કાર્ય માત્ર આપણા બંધુઓની સેવાનેજ અર્પણ કરીએ તો આપણાં કાર્ય માત્ર સંપૂર્ણ થશે, અને ફૂલોનાં ફૂલની સંપૂર્ણતા આપણને મળશે. પણ એક વાર પણ આ-માંના કોઇ નિયમનો ભંગ કરીએ તો પછી તેથી આપણા સ્વભાવમાં એક એવો તંતુ દાખલ થશે કે તેની છાપ આપણાં પ્રત્યેક વાણી, વિચાર, અને કાર્યના ઉપર પડશે, અને તેમ થાય તો ભૂતકાળને ભૂસીને, આપણી સ્વાભાવિક સપૂર્ણતા ફરીને પાછી મેળવવા ઘણા કાલ સુધી આપણને અગાધ શ્રમ કરવો પડશે.

દરેક જણ જ્યારે આ હૃદયનાં દર્શન કરે છે ત્યારે જે દિવ્ય લક્ષ્યરૂપ આત્માનાં તેને સ્વપ્ન આવે છે તેના પ્રતિબિંબના તેને તેનામા દર્શન થાય છે. દરેક જણને લાગે છે કે હૃદય તેને બરાબર સમજે છે, તેની સાથે રડે છે, તે હસે છે ત્યારે હસે છે, અને વર્તમાન ગમે તેવા દુઃખોથી ભરેલો હોય તોપણ સુખથી ભરેલુ ભવિષ્ય અવશ્ય આવશે એવી દૃઢતા રાખવાની શકિત તેઓ તેમને આપે છે. દરેક જણને હૃદયને માટે, આવી લાગણી રહે છે ખરી, પણ તેનુ કારણ તે સમજતાં નથી. આ કારણ એ છે કે, ફૂલોનું ફૂલ અને મનુષ્યમાંનુ ફૂલ, એ બેનુ અનુસંધાન કરવુ

એજ આ હૃદયના જીવનનો ઉદ્દેશ છે. તેમના અણજાણતા, અદૃષ્ય સૃષ્ટિઓમાં તેઓ ઘણા કામો કર્યા કરે છે. ત્યાં તેઓ જે ભવ્ય જીવન ગાળે છે તે માત્ર માળી-ઓજ જાણે છે. એક ક્ષણે તેઓ ઇષ્ટ સ્વરૂપી બાલક રૂપ ધારણ કરી, કોઇ વખત છોકરા કે કોઇ વખત છોકરી રૂપે બધા વિશ્વનાં બાલકોમાંનાં તત્ત્વને તેઓ પોષે છે; બીજી ક્ષણે સ્વપ્નસૃષ્ટિમાં વિહરતા કોઇ સ્ત્રી કે પુરૂષ યુવક રૂપે આનન્દ પ્રપૂર્ણ ભવિષ્યનાં પ્રેમસ્વપ્નોની જાળ ગૂંથે છે. તેમજ વળી કોઇ સમયે તે માયાળુ બહેન કે મિત્ર થઇ રહે છે, અને કોઇવાર ભર્તા કે ઇષ્ટ સ્વરૂપે તેમનાં સામાન્ય જીવનનાં

જેવું જીવન જીવે છે. પણ તેમાં એક એવી સપૂર્ણતા હોય છે કે જેનાં સ્વપ્ન પણ મનુષ્યને આવ્યાં ન હોય. દરેક વેશમાં પ્રેમીસ્વરૂપે, દરેક હુન્નરમાં કલાભિજ્ઞ રૂપે, દરેક ધર્મમાં સંત રૂપે, તેઓ મનુષ્યોનાં જેવું જીવન જીવે છે, અને તે સર્વમા, મનુષ્યનાં સર્વ આશાઓ, સ્વપ્નો, અને નિરાશાઓનો પોતાનામાં સંગ્રહ કરી સર્વને ફૂલોના ફૂલને પ્રેમથી પ્રપૂર્ણ સ્વાહુતિ આપે તેના પ્રતિ ઊત્તરમાં ફૂલોના ફૂલ તરફથી આવા સ્વપ્નોમાં વિહરતા જવાનુ સામર્થ્ય તેમને મળે છે, અને જેમ તપ્ત ભૂમિપર વરસદ વરસે છે તેમ જે અસંખ્ય લોક તેમના હવાલામા હોયછે તેમના બમાનાપર એ શક્તિની વૃષ્ટિ તેઓ કરે છે.

## માળીઓ—હૃદયનું ફૂલ.

મારી સ્વપ્નસૃષ્ટિની આ સમાજમાં બે મુખ્ય અધિકારીઓ છે, અને તે મસ્તક અને હૃદય કહેવાય છે. આ લોકના ઉપર પોતાની પાંખ પાથરી રહેલા કોઇ સ્વર્ગીય પક્ષીની આ બે પાંખો છે. વળી આ સંસ્થાનના લોકોનાં કલ્યાણને અર્થે એક ત્રીજી વ્યક્તિનાં જીવન અને ક્રિયાની પણ જરૂર છે. આ વ્યક્તિ તે અહીના માળી-ઓમાંની એક છે, અને તેનું નામ હૃદયનુ ફૂલ છે.

પોતાના બધા લોકમાં હૃદયનું ફૂલ હૃદયને બહુ વહાલું છે. પ્રેમીને જેમ સર્વ સૌંદર્ય અને સત્યનું દર્પણ અને જીવનમાંથી

જે મળી શકે એમ છે તે સર્વની સંપૂર્ણતા એ પ્રેમજ છે તેમ હૃદયને હૃદયનું ફૂલ છે ફૂલની પેઠે કેમ ખીલવું તે તે બહુ સારી રીતે જાણે છે. ખીલવાના જે જે ઉચ્ચ અને ઇષ્ટ પ્રકારોનાં સ્વપ્ન આ લોકને આવે છે તે સર્વનો સંગ્રહ આ હૃદયનાં ફૂલમાં થએલો છે. કોઇ નહીં સમજાય એવી ગૂઢ રીતે તે સર્વને એમ લાગે છે કે તેઓ બધા જ્યારે ઉચ્ચાભિલાષાથી પ્રદીપ્ત થએલા હોય છે ત્યારે તેમની જે સ્થિતિ હોય છે તે સર્વના સંગ્રહનું સ્વરૂપ આ હૃદયનુ ફૂલ છે.

આ લોકમાંના જેઓ પોતાના જીવન ની વસંત અને ગ્રીષ્મ ઋતુમાંથી પસાર થઈ

ગયા છે તે બધા એમ ગણે છે કે એ બે કાલમાંથી જે કાંઇ સૌંદર્ય અને આનન્દ તેમને મળ્યાં છે તે બધાનુ રૂપક આ હૃદયનુ ફૂલ છે. તેણીના તરફ દૃષ્ટિ કરતાં તેમનો ભૂતકાલ પણ ખીલવા માંડે છે, અને તેમની કલ્પનામાં અંતર્ભૂત સ્વપ્નો આવિર્ભુત થાય છે. બધા વૃદ્ધ અને પીડિત લોકોની સંભાળ રાખવાનુ હૃદયના ફૂલને સોંપવામાં આવ્યું છે તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે તેમના સ્વપ્નો સાથે તેમનુ ઐકય જેવી રીતે આ હૃદયનું ફૂલ કરાવી શકે છે તેવું બીજું કોઇ કરાવી શકતું નથી.

હૃદયના ફૂલને પણ એક સંદેશ આપવાનો છે, અને તેનામાજ ખાસ રીતે

રહેલી સૌંદર્યતાથી તે આ સદેશ આપે છે. તે શીખવે છે કે, જીવન ત્યારેજ છે કે જ્યારે તે જીવનમાં બીજા બધા જીવનોની પ્રતિમા પડતી હોય. ફૂલોના ફૂલની સેવા કરતી વખતે જે ગૂઢ ઐક્યનુ અર્પણ અદૃષ્ય સૃષ્ટિમાં હૃદય કરે છે તે આ છે; દરેક સ્ત્રી, પુરૂષ, અને બાલકને જે ઐક્ય હૃદયનું ફૂલ શીખવે છે તે પણ આવુંજ છે.

આ લોકોમાં પ્રતિભા જે સ્વાભાવિક લક્ષણ છે તેથી તેમને આ ઐક્યની લાગણી સ્વાભાવિકજ હોય છે, હૃદયનું ફૂલ આ લાગણીને કેળવે છે, પોષે છે, અને તેને પરિણામે તેમનું નિત્ય જીવન કાંઇ કલાવંત થાય છે. કલા ઉત્પત્તિ અથવા

ઐકયસિદ્ધિના રહસ્ય અને ક્રિયામાંથી કેટ-
લુક તેણી આ લોકને શીખવે છે, અને
પોતાના વિચારો અને લાગણીઓને કવિતા
છબીઓ, અને સંગીતના રૂપ કેમ આપવાં
તે સમજાવે છે. હૃદયના ફૂલના માનવા
પ્રમાણે દરેક શુદ્ધ વિચાર અને લાગણી
સ્વર્ગીયવાડીમાં ઊગતું ફૂલ છે અને તે
ફૂલને પોતાની સંપૂર્ણ આકૃતિ હોય છે,
અને કોઇ કલા દ્વારા તેનું આપણને ભાન
થઇ શકે છે. તેથી દરેક જણે ઉત્પાદક
પ્રવૃત્તિમાં ભાગ લેવો જોઇએ, અને ઐકય-
સિદ્ધિનાં પોતાનાં હથિઆર તરીકે
વાપરવા માટે પોતાના હાથ હૃદય
અને મગજ દ્વારા, પોતાનાથી બનીશકે

એવી સુંદર આકૃતિ ઊપજાવવી જોઇએ.

હૃદયનું રૂલ કહે છે કે, સંપૂર્ણ વિચાર અને લાગણી અને તેમનું વાહન સંપૂર્ણ રૂપ કે આકૃતિ, એ બે વચ્ચે છૂટું ન પાડી શકાય એવું ઐકય છે. જ્યાં સંપૂર્ણ વિચાર કે લાગણી હોય ત્યાં સંપૂર્ણ આકૃતિ પણ હોવીજ જોઇએ પણ એટલુંજ કે તે આપણે જોઈ શકવી જોઇએ. આવો આકાર કે રૂપ, શબ્દના સંગીતમાં હોય કે રંગ અને આકૃતિના સંમેલનમાં હોય; વળી એમ પણ હોય કે જે મોહજાલમા દરેક આકાર હોવા છતાં જે સર્વ આકાર થી પર છે તેમાં પણ સંગીત હોઇ શકે. આ સંપુર્ણતાવાળાં રૂપોનો સાક્ષાત્કાર

થોડાનેજ થઇ શકે છે એ વાત ખરી છે! પણ તેનીજ સાથે એ પણ ખરૂં છે કે દરેક જણ જો પવિત્ર જીવન રાખે તો સર્વદા તેમની ઝાંખી લેવાનું સુભાગ્ય પણ સર્વને મળી શકે છે.

બીજાઓમાં જે કાંઈ સારામાં સારૂ હોય તેની પ્રતિમા આપણા પોતાનામાં પાડવાની શક્તિ તેજ પવિત્રતા છે એમ હૃદયનું ફૂલ માને છે. પણ આ પ્રતિમા જે સારામાં સારૂ હોય તેનીજ હોવી જોઇએ કેમકે આવું જે સારામાં સારૂં હોય તેનું મૂળ ફૂલોનું ફૂલ હોય છે. અને તેથી જે આવું સ્પષ્ટ હોય તે સિવાયનાની પ્રતિમા પાડવાથી એ પક્ષમાંથી કોઇને લાભ થતો નથી.

સંપૂર્ણ· પ્રતિમા પડે તેટલા માટે, હૃદય
ફૂલ કહે છે કે, એ વાતની જરૂર છે, અ
તેમાં એક પસંદ કરવામાં વિવેક, અ
બીજી ઉત્પન્ન કરવાથી થતું આશ્ચર્ય દે
પસંદ કરવામા વિવેક તે એ છે કે, આપણ
અનુભવોમાનું જે કાંઇ એવું હોય કે
સર્વ મનુષ્યોમાં સામાન્ય હોય તેની
પસંદગી કરવાની શક્તિ. આપણાં વિચાં
ત્યારેજ આપણાં કહેવાય કે જ્યારે તેમ
સર્વ સામાન્ય અંશો હોય, અને તે કો
એક વ્યક્તિમાંજ ન હોય. તેથી જ્યારે કો
માણસ કોઇ સૃષ્ટિસૌંદર્યનુ ચિત્ર ચિતર
હોય ત્યારે હૃદયનુ ફૂલ તે ચિતારાને એ
ચિત્ર ચિતરવાનુ કહે છે કે જેમાં એ

બીજાં સૃષ્ટિસૌંદર્યનાં તત્ત્વો પણ સમાઇ જાય, જો એ કોઇ કવિતા હોય તો, હૃદયનું રૂલ કહે છે કે, તેમાં સર્વ સામાન્ય વિચાર અને લાગણી હોવાં જોઇએ કે તમારૂં અંતર તમને એમ કહે કે તે બીજાનામાં પણ હોય છે, પણ તેઓ તેને યોગ્ય સુંદર રૂપે દર્શાવી શકતા નથી

આ પ્રમાણે તમે જે ઉપજાવેલું હોય તે ગમે તે હોય પણ તમારે યાદ રાખવુ કે એક વખતે તમે તે ઉપજાવ્યું કે પછી તે તમારૂ નથી, આ વાત હૃદયનુ રૂલ બહુ બાર મૂકીને સમજાવે છે. તમારી ઉપજાવેલી વસ્તુમાં મમત્વ રાખો નહીં, કારણ કે તેમ કરવાથી ઉપજાવેલી વસ્તુમાં ચાલાએબી

રૂપ જે કલાભિજ્ઞોને મળેલી મ્હોટામાં મ્હોટી બક્ષિસ છે તે તેથી ગુમ થઇ જાય છે, કારણ કે હુન્નરના દરેક કામમાં જે ઉપજાવનાર છે તે તે હુન્નર જાણનાર નથી, પણ ખરો કલાભિજ્ઞ તો ફૂલોનુ ફૂલ છે. જેઓ આ વાત સમજે છે અને અનુભવે છે તેઓજ હુન્નરમંદ બની શકે છે. જો નવું ઉત્પન્ન કરવામાં ઘણો આનન્દ રહેલો છે, તો તે તમે ઉત્પન્ન નથી કર્યું, પણ એક બીજાએજ ઉત્પન્ન કર્યુ છે એવી લાગણીથી જે આનન્દ થાય છે તે તેથી પણ ઉત્તમ પ્રકારનો અને આશ્ચર્યકારક છે.

તેમની આ ઐક્યસિદ્ધિના કાર્યમાં તેમને મદદ કરવા માટે આ હૃદય અને

હૃદયના ફૂલની આસપાસ યુવાન વર્ગમાંના કેટલાકનું એક મંડળ બંધાય છે. આ વર્ગ લોકોમાં ફરે છે અને તેમને બોધ આપે છે અને ઉત્તેજીત કરે છે. એ વર્ગમાંના મનુષ્યો, પ્રેમ પ્રકાશ, પ્રેમ આકાંક્ષા, પ્રેમ ગીત, પ્રેમ પોથી, પ્રેમ કર્મ, એવાં નામોથી ઓળખાય છે. એ પ્રત્યેક ફાલી ફુલી પોતાની આસપાસ પોતાનીજ એવી એક નવી સુગંધ પ્રસરાવે છે પ્રેમ પ્રકાશ અસંખ્ય પ્રેમસ્વરૂપો ની પ્રતિમા છે; પ્રેમ આકાંક્ષા, પ્રેમની જે ઉજ્જવલ જ્વાળાથી અંધકારનો નાશ થાય છે તેની મૂર્તિ છે, જીવન અને પ્રેમનાં સૌંદર્યનું ગાન કરવું એ પ્રેમ ગીતનું કાર્ય છે, અને તે જ્યાં જાય છે ત્યાં આનન્દ

પ્રમારે છે. દરેક જાતની સેવાને માટે જોઇના જ્ઞાનનો ભંડાર તે પ્રેમ પોથી છે, અને પ્રેમનાં દરેક કાર્યને માટે વ્યવસ્થિત સંસ્થાઓ સ્થાપનાર તે પ્રેમ કર્મ છે. આ વર્ગ અને હૃદયનુ ફૂલ લોકોને બોધ આપે છે કે, માણુસો જેનો વિચાર કરે છે તેનોજ વિચાર પણ તેમનાં કરતાં વધારે સત્ય રીતે કરવાથી, મનુષ્યો જેવાં કામ કરે છે તેવાંજ કામ પણ વધારે સંપૂર્ણતાથી કરવાથી, અને મનુષ્યોને જેવી લાગણીઓ થાય છે તેવીજ પણ વધારે શુદ્ધ લાગણી લાગવાથી, જેટલી જનસેવા થાય છે તેટલી કાંઇ નવુંજ ઉત્પન્ન કરવાથી થતી નથી.



૬

## સ્વપ્ન કે સાક્ષાત્કાર ?

હું આ લખું છું તે વખતે ફ્રાન્સ દેશમાંનો એક સુંદર બાગ મારી આગળ આવી રહેલો છે. આ સમય વસંતઋતુના આરંભનો છે, અને માળીએ હજુ આ બાગના મેદાનમાંનુ ઘાસ કાપ્યું નથી. એ ઘાસમાં રંગબેરંગી ફૂલો ઉગ્યાથી જાણે એક શેતરંજી પાથરી હોય એમ લાગે છે. કેટલાક દિવસથી વાદળ વિનાના આકાશમા સૂર્ય પ્રકાશવાથી એ ફૂલો પણ ખીલ્યાં છે. ગઇ રાતે વરસાદનાં કેટલાંક ઝાપટાં પડયા પછી, આજ સૂર્ય પાછો પ્રકાશે છે, અને એ બાગના મેદાનમાંનુ દરેક ફૂલ સૂર્યના

પ્રકાશમાં આતુરતાથી ખીલી રહ્યું છે, અને જાણે કાંઇ નવીનજ જીવનના આનન્દની મોજમાં હોય એમ લાગે છે.

થોડીકવાર ઉપર હું એ ફૂલોમાં ફરી આવ્યો છુ, અને તે વખતે મારી આગળ પથરાઇ રહેલા સૌંદર્યથી મને બહુ આનન્દ થયો છે. પણ તરતજ જૂદા જૂદાં દેશોમા હું જ્યાં જ્યાં ફર્યો છું ત્યાંના આ ફૂલોના કરતાં પણ મને વધારે સુદર અને ઉચ્ચાભિલાષા પ્રેરક લાગે છે એવા માનવ જીવો તરફ મારા વિચાર દોડયા, અને તેમ થતાં દુઃખ અને દારિદ્ય, અધમતા અને નિરાશાનાં કેવાં ચિત્રો મારી દષ્ટિ આગળ ખડાં થઇ ગયાં! માનવ જીવો રૂપી સત્વો

બધે ઠેકાણે એવાં વ્યર્થ જતાં દેખાય છે કે જાણે કોઇ સુંદર બાગને શોભા આપે એવાં સુંદર પુષ્પો કોઇ નિર્દય સાંચામાં દબાઇ ધૂળ સાથે મળતાં હોય.

આવી લાગણી થતાં તરતજ હું મારા સ્વપ્નમંદિરમાં પેઠો અને આજે હું ત્યાંથી માનવ જીવન તરફ દૃષ્ટિ કરૂં છુ, અને પૂછું છું કે, જૂદી જૂદી પ્રજાઓનો એક બાગ કેમ બનાવાય નહિ કે જ્યાં સ્ત્રી અને પુરૂષો ફૂલોની પેઠે ખીલે? જે અનેક સામગ્રી આજ આપણી પાસે મોજૂદ છે, તે બધી છતાં, જેમ બાલોદ્યાન-કિન્ડર્ગાર્ટન-માં બાલકો વિચાર અને લાગણીની બારાખડી ભણે છે તેમ આપણા શેહેરોને જી-

વનના મૂળાક્ષર શીખવાના માનવ બાગો બનાવી ન શકાય?

હું જાણું છું કે હજારો માણસો દરરોજ આજ સવાલ પૂછે છે, અને કેટલાક તો એનો નિર્ણય કેમ કરવો તે પણ બતાવે છે, અને બીજા કેટલાક અહીંતહીં તેવા પ્રયોગો પણ કરી રહ્યા છે; પણ મને લાગે છે કે એક બહુ અગત્યનો અને વ્યવહારમાં બહુ ઉપયોગી થાય એવો સિદ્ધાન્ત એ બધા સુધારકોની દૃષ્ટિની બહાર રહ્યો છે, અને તે એ છે કે **મનુષ્યો દેહો નથી પણ જીવાત્માઓ છે.**

તેઓ જે સુધારાઓ કરવા માગે છે તે બધા બહુજ આવશ્યક છે ખરા, પણ

જ્યાં સુધી જીવનના સ્વરૂપ સંબંધી જે વિચારો આજે પ્રચલિત છે તે બદલાયા નથી ત્યાં સુધી તેમનો હેતુ પાર પડશે નહીં, કારણ કે, દુનિઆમાં જે મ્હોટામાં મ્હોટું દુઃખ છે તે ભૂખ, તરસ, કે વ્યાધિથી ઉત્પન્ન થયું નથી; પણ શરીરને જોઇતી સર્વ સામગ્રી પૂરી પાડીએ તોપણ જીવન કેમ ગુજારવું તે લોકો જાણતા નહીં હોવાથી દુનિઆ દુઃખી થાય છે. દુનિઆમાં ધર્મના રહસ્યનું સ્થાન માત્ર 'શબ્દજાલેજ લીધું' છે, અને એવા એવા ધર્મનું શિક્ષણ પણ ક્વચિત્ અહીં તો ક્વચિત્ તહીં એમ જે જોવામાં આવે છે, તે સિવાય કોઇ પણ દેશમાં ત્યાંના દેશજનોને જીવનનાં મૂળ તત્વો કોઇ

પણ શીખવતું નથી. જૂદાં જૂદાં રાજ્યોમાં
કાયદા ઘડવામાં આવે છે તે ગુન્હા અટકા
વાના હેતુથી ઘડવામાં આવેછે, પણ સદ્ગુણો
પોષવા માટે કાંઇજ કરવામાં આવતું ન
આપણામાંના જેઓ શાળાઓ અ
વિદ્યાપીઠોમાં ભણ્યા છીએ તેમાંથી કોણ ક
શકશે કે આપણને જીવન સંબંધી કાંઇ
ત્યાં શીખવવામાં આવ્યું હતું ? શું જી
પોથીના પાના આપણે શાળા અને વિદ્યા
છોડયા પછીજ ઉઘાડતાં નથી ? અને ત્
પણ જે મ્હોટા સવાલો જેના હોવા
એક ઇસારો સરખો પણ આપણને અ
વામાં આવ્યો હોતો નથી, તે સવાલે
નિર્ણય આપણે આપણી મેળેજ કરી લઇ

છીએ. શુ આપણા શિક્ષકો અને વિદ્યાગુરૂઓ-
માંથી કોઇએ પણ આપણને શીખવ્યું હોય
છે કે જ્યારે આપણે જીવનથી નિર્લેપ રહી;
આપણા જીવાત્માની જરૂરીઆત પૂરી પાડી
તેટલેજ અંશે તે જીવનનો ઉપયોગ કરીએ
છીએ ત્યારેજ આપણે સત્ય જીવન જીવીએ
છીએ ? જ્યારે આપણે પ્રેમમાં પડીએ છીએ
ત્યારે આપણા કોઇ રાજપ્રકરણી પુરૂષો
આપણને સૂચના સરખી પણ આપે છે કે,
જે મનોરથસૃષ્ટિ આપણે રચિએ છીએ તેનો
ખરો અર્થ શો છે, અથવો એ રચના એવી
રીતે કેમ કરવી કે જેથી તે આપણે જરા
ફૂંક મારીએ કે ઉડી જાય એવી ન થાય? કોઇ
અમુક કામ પાર પાડવાને માટે આપણી વહા-

ક્ષામાં વહાલી વાસનાનો ત્યાગ કરવાનો સમય આવે છે ત્યારે આપણા રાજકર્તાઓ-માંથી કોઇપણ પોતાના જાતિ અનુભવની સાક્ષી આપે છે કે, જ્યારે આપણે આપણી જાતને ભૂલી જઇએ છીએ ત્યારે જ આપણા નિત્ય સ્વરૂપનું ખરૂં ભાન થાય છે. ?

આ બધાનું મૂળ કારણ એ છે કે જેને આપણે રાજ્ય કહીએ છીએ, આપણા કાયદાઓ, આપણી કેલવણીની પદ્ધતિ, દેશજન તરીકેના આપણા ધર્મ—એમાંથી કાંઇપણ એવું નથી કે જે આપણા જીવ-નનાં ખરાં ઉપયોગી તત્ત્વોને સ્પર્શ પણ કરતું હોય. જાણે આપણે વાનર જાતિ-માંથીજ ઉત્પન્ન થયા હોઇએ એમ ગણી

આપણા રાજ્યપ્રકરણી પુરૂષોએ આપણને કાબુમાં રાખવાનાજ કાયદા કેમ ઘડવા જોઇએ? અને સ્વર્ગમાંથી થોડા કાળને માટે અહીં ઉતરી આવેલા દેવતાઓ રૂપે આપણને આગળ દોરવા માટેના કાયદાઓ પણ તેમણે શા માટે ન ઘડવા જોઇએ ‘ પૂર્વજો તરફથી પેઢીએ ઉતરેલો શરમમાં નાંખે એવો વારસો ભૂલાવી દેવા માટે જ્યારે તેઓ યોજના કરે છે ત્યારે જે દિવ્ય વારસો આપણો પોતાનો છે તેનુ સ્મરણ કરાવે એવી યોજના તેઓ શા માટે કરતા નથી? આપણે જ્યારે એક પશુ હોઇએ ત્યારે આપણા રાજકર્તાઓ આપણને બોધ આપે છે, પણ આપણે

જ્યારે લક્ષ્માનિષ્ઠાના સૈન્યમાં લડવા કમ્મર બાંધીએ છીએ ત્યારે આપણને ઉત્તેજીત કરવાનાં સાધન તેમની પાસે શાં છે ?

હું જાણું છું કે આ બધું ધીમે ધીમે બદલાશે અને એવા માનવ ઉદ્યાનો પણ થશે કે જ્યાં મનુષ્યો ફૂલોની પેઠે ખીલી શકે પણ જો સ્વપ્ન વિહારીઓ આજ આની સ્વપ્નસૃષ્ટિ ઉપજાવી રાત અને દિવસ, તેમાજ વિહાર કરે નહી તો એ ભવિષ્ય સિદ્ધ થાય નહીં. જે સુધારાઓનાં સ્વપ્ના મનસા, વાચા, અને કર્મણા હજારો સુધારકો થવા ઇચ્છનારા સ્વાપ્નિકોને રાતને દિવસ આવ્યાં ન હોય, એવા કયા સુધારાઓ સિદ્ધ થયા છે ?

* * * * *

આ સ્વપ્ન જેવુ મને આવ્યુ છે તેવુજ મેં તે અહીં વર્ણવ્યું છે, કારણ કે તેમ કરવાથીજ જેના સ્થાનથી આપણા જીવન અને પ્રેમ ઘડાયાં છે તેની યોજના મનુષ્ય આગળ મૂકી શકાય છે. જેમ મારા હૃદ- આની હોય અને સ્વપ્નાંઓ તે એક કે જે મારા દ્વારા મને ખીલવવાને અને તેના આન- ન્દને માટે સ્વપ્નાંમાં રમે છે તે એકમા સમાપ્ત થાય છે તેમ તમે મારા આ સ્વપ્નનો અર્થ ત્યારેજ સમજશો કે જ્યારે તમે પણ તેની અથવા તેના જેવા બીજા કોઇની સમીપ આવશો. તેમને મળવાના માર્ગ ઘણા છે, પણ તેમાંનો એક એવો માર્ગ છે કે જે રસ્તે હું પોતે ગયો છુ

અને તેથી તે હું સારી રીતે જાણું છું, અને તે એ છે કે **સ્વપ્નસૃષ્ટિમાં વિહરવું**, કારણ કે સ્વપ્નમાં વિહરવાથીજ ભવિષ્યમાં કરવાની સેવાઓની યોજના થાય છે, અને એ સ્વપ્ન જેમ સુંદર હશે તેમ તે વડે યોજાએલી સેવા ભવ્ય થશે.



૭

## દૂત.

(વસંત)

માયા ભર્યો સ્વર મૃદુ વળી સત્ય વેણુ,
નિસ્વાર્થ જન્ય કંઇ ન્યાયી વિચાર રમ્ય:
તત્કાલ આશ્રય અને અણુકીધ હિંસા,
આનંદ લ્હાણુથતી તે, પણ ગુપ્ત ચિંતા.

(અનુષ્ટુપ)

મધુરાં આ કુસુમો સૌ, ચૂંટું હું આજને દીને,
રાત્રે સ્મિતભર્યાં ઉરે, મૂકવા ચર્ણ આપને.

(વસંત)

સજીવ નિત્ય નિજ ભસ્મથી થાતી આશા,
વિશ્વોન્નતિ રટણ નિત્ય કરંતી ઇચ્છા;
ને પ્રેમ સર્વ અહીં લે પણ એક શોધે,
સ્વપ્નો અવર્ણ્ય દુઃખ શુન્યજ ભાવીનાંતેઃ

(અનુષ્ટુપ)

મધુરાં એ કુસુમો સૌ, ચૂંટૂં હું આજને દીને,<br>
રાત્રે સ્મિતભર્યા ઉરે, મૂક્યા ચર્ણ આપને. ૨



ભાષાંતર કર્ત્તા.

પરશુરામ હરીસુખરામ મહેતા.

૩૮૫ ગીરગામ રોડ—મુંબાઇ.

પ્રસિદ્ધ કરનાર.

કુંવરજી હોરમસજી પ્લંબર.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું.

ધોબીતળાવ—મુંબઈ.

છાપનારનું નામ.

ઠાકોરદાસ માનસીંગ

છાપવાની જગ્યા.

સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા જૈનવિજય

પ્રીન્ટીંગ પ્રેસમાં.